# કાવ્યાર્વિન્દ.

કર્તા—

નારાયણલાલ ન૦ ઠાકર.

આજોલ. (ઉત્તર-ગુજરાત.)

પ્રકાશક—

પ્રહલાદજી દલસુખરામ રાવળ.

હાડકેશ્વર મહાદેવ, મુંબઈ નં. ૨

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૬.

કિંમત આઠ આના.

# અર્પણ.

દ્વિજ કુળ કૌશિક ગોત્રમાં.
દાદા તમે જન્મ્યા હતા,
શુભ નામ ત્રિભુવન આપનું,
સદ્ધર્મથી શોભાવતા,
સ્વર્ગે વસેલા પુજ્ય એ
દાદા ! ત્હમારા આત્મને–
ચરણે ધરૂં "કાવ્યાર્વિન્દ,"
સ્વિકાર કરજો આપ તે.

સેવક,

**નારાયણ નથુરામ ઠાકર**

# પ્રસ્તાવના.

એક મુરબ્બી અને શુભેચ્છક તરીકે, આ નાનકડા કાવ્ય ગ્રંથની પ્રસ્તાવના લખવાનો શુભ અવસર પ્રાપ્ત થવાથી મ્હને ઘણો હર્ષ થાય છે.

જુદાં જુદાં માસિકો અને અઠવાડીકોમાં "અરવિન્દ" ના ઉપનામથી, ટુંકી વાર્તાઓ અને કાવ્યોના લખનાર તરીકે શ્રીયુત નારાયણલાલ ન. ઠાકરનું નામ જાણીતું છે.

" હિન્દુ સંસારની અવનતિનાં કારણ અને ઉન્નતિના ઉપાય " એ વિષય ઉપર " સંસાર દર્શન " નામે નવલકથા એમણે રસિક શૈલીમાં લખી છે. એનો શરૂઆતનો ભાગ પ્રથમ ' વર્ણ લગ્ન ' માસિકમાં અને તે બંધ થયા પછી, " રાષ્ટ્ર–શક્તિ " પાક્ષિકમાં છપાયો છે.

આ સાહિત્ય સેવકે આજથી પાંચેક વર્ષ ઉપર " દીપક " નામનું ૩૨ પાનાનું એક હસ્ત લિખિત માસિક શરૂ કરીને એકલે હાથે આજ સુધી નિભાવ્યું છે. એ માસિકના કેટલાક અંકો મ્હને જોવા માટે મળેલા, તેનું લખાણ જોતાં મ્હને તે પ્રશંસાપાત્ર જણાયું હતું. તેમાં આવેલાં લેખકનાં કાવ્યો જોયા પછી તેમણે લખેલાં કાવ્યોની હસ્તલિખિત પ્રત મ્હેં તેમની પાસેથી માગીને તપાસી જોઇ. તેમનાં કાવ્યો મને પસંદ પડવાથી થોડાંક કાવ્યો પુસ્તકાકારમાં પ્રકટ કરવાની સૂચના મેં કરેલી, કોણ જાણે, શા કારણથી લેખકોની આર્થિક હાલત મુશ્કેલીવાળી હોય છે ! તેમણે નમ્રતાથી કહ્યું; મ્હારો પણ વિચાર તો છે, મ્હારા કેટલાક મિત્રો પણ એની માગણી કરે છે, પણ ગ્રંથ પ્રકાશનનો ભાર ઉંચકવા જેટલી શક્તિનો મ્હારામાં અભાવ છે. ત્યાર પછી બે વર્ષે, એક સદ્‌ગૃહસ્થ આ પુસ્તકના પ્રકાશન માટે થનારો ખર્ચ આપનાર મળી આવ્યા, અને તેથી આ પુસ્તકને જાહેરમાં મૂકવાનો શુભ સમય પ્રાપ્ત થયો.

સ્વધર્મનિષ્ઠ અને દૃઢ પ્રતિજ્ઞ સ્વ૦ ત્રીભુવન ઠાકર જેઓ લેખકના દાદા થાય, તેમને આ ગ્રંથનું અર્પણ કરીને, લેખકે પિતૃતર્પણનો અમુલ્ય પ્રસંગ સાધ્ય કીધો છે. દાદા સારા ભવિષ્યવેત્તા અને પિતા કવિ હતા એટલે કવિત્વ શક્તિ અને પ્રતિભા લેખકને વારસામાં મળ્યાં છે. તેમના પિતાએ સાહિત્ય સંગ્રહમાં સંગ્રહી રાખવા યોગ્ય, ઉમદા નાટકો અને કાવ્યો લખેલાં, અને મને તે વાંચવાનો પ્રસંગ પ્રાપ્ત થએલો. તેમના સ્વર્ગવાસથી યોગ્ય સંભાળના અભાવે કેટલાક ગ્રંથો ચિરનિદ્રામાં સુતા છે, છતાં અવશેષ રહેલું સાહિત્ય માસિકો દ્વારા પ્રકટ કરવાની લેખકે શરૂઆત કરી છે. ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાન્તર કરવાની લેખકની ઇચ્છા છે. રામાયણ, મહાભારત અને ઉપનિષદ વિગેરે પુસ્તકોમાંથી ઉત્તમ આદર્શ પ્રસંગો લઇ તે વિષે કાવ્યો લખી સાહિત્ય દેવીને ચરણે અર્પવા તેમની હોંસ છે. " બ્રહ્મચારી " અને " અતિથિ સત્કાર " એ બે કાવ્યો પ્રસ્તુત પુસ્તકમાંજ છે. આ પુસ્તક કાવ્યનું છે એટલે તેનો સારાસાર નિર્ણય કરવાનું કામ તો વાચક વર્ગનેજ સોંપવું ઇષ્ટ ધારૂં છું. ગુર્જર સાહિત્ય રસિકો આ ગ્રંથનો સત્કાર કરી લેખકને ઉત્સાહિત કરશે, એવી આશા સાથે લેખકને પણ આ કાવ્યકૃતિ પ્રકાશમાં મૂકવા બદલ અભિવંદન આપું છું.

પર ભાષામાંથી ભાષાન્તર કરેલાં કાવ્યો બદલ તેના મૂળ લેખકોનો, અને આ ગ્રંથને હરકોઇ રીતે સ્હાય કરનાર સજ્જનોનો આભાર લેખક માને છે તે જાહેર કરી વીરમીશ. ઇતિ શિવોમ્.

"આયુર્વેદિક ઔષધાલય"
કાર્ત્તિકી પૂર્ણિમા.
વિક્રમ સંવત ૧૯૮૨

લિ૦

" વૈદ્ય નથુરામ શર્મા. "

# નિવેદન.

માનવ જીવનના સ્મૃતિપટપર વિવિધ ચિત્રાલેખન થાય છે. જીવન પ્રવાહ કોઇવાર એક સરખો વહન કરે છે, કોઇવાર અટકી પડે છે, તો કોઇવાર અન્ય પથ ગ્રહણ કરી લે છે. આનંદ ને શોક, સુખ ને દુઃખ, ઉન્નતિ ને અવનતિ, સ્વાતંત્ર્ય ને બંધન, ધનભંડારની માલકી ને ભિખારી હાલ, મધુર ગીતધ્વનિ ને રૂદન, અને તે બન્નેમાં સંયોગવશાત પલટાતું માનવી જીવન.

સુખ અને દુઃખ બન્ને સાથે ન હોય, છતાં એકજ માનવી એકજ જીંદગીમાં બન્ને પ્રકારના અનુભવ લે છે.

ઉમરે પહોંચેલો મનુષ્ય જીંદગીના ભૂતકાળ ભણી નજર કરે છે, અને એ વખતે સ્મૃતિપટપર આલેખાયલાં ચિત્રોને જુએ છે. માનવજીવન એ એક વિશાળ કાવ્ય પ્રવાહ જેવું છે, પછી તે આનંદમાં હો વા શોકમાં, સ્વતંત્ર હો વા બંધમાં, મ્હને મ્હારી જીંદગી વિષે જે કલ્પનાઓ થઇ છે, જે અનુભવ થયો છે, તેને પરિણામે લેખિની દ્વારા મ્હારા અનુભવ અને ઉર્મિઓના પ્રવાહને મ્હેં એકત્રિત કીધો છે. મ્હેં કાવ્યો લખ્યાં છે, અને તે મ્હારા પોતાના આનંદને ખાતર અને તેથીજ આ કાવ્યો લખીને જ્યારે ત્યારે તેને ગાવામાંજ મ્હને આનંદ પડયો છે. મ્હારા હૃદયમાં ઉદ્દભવતા કેટલાક પ્રશ્નોનો નિકાલ મ્હને એ માર્ગે મળ્યો છે. સૌરભ ભર્યું પુષ્પ મનુષ્યને

# વિષયાનુક્રમ.


| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧ પ્રાર્થના. | ૧ | ૭ ડોલતી નૌકા. | ૬ |
| ૨ શોધ ! | ૨ | ૮ જોગીડાને ! | ૭ |
| ૩ મહત્તા નાકદી મળશે. | ૩ | ૯ સ્મરણ. | ૮ |
| ૪ રમીશું રાસ આનંદે ! | ૩ | ૧૦ હિન્દભૂમિનાં બાળ ! | ૯ |
| ૫ ગુરૂ મહિમા. | ૪ | ૧૧ વ્હાલાની વિદાય. | ૧૦ |
| ૬ ફકીરી હાલ મ્હારા છે. | ૫ | ૧૨ દુઃખીનાં આંસુ. | ૧૧ |

આનંદ આપે છે, તેમ આ કાવ્યનો નાનકડો ગ્રંથ માનવ હૃદયને આનંદ આપવામાં સફળ થશે, તો મ્હારો શ્રમ સફળ થયો માનીશ.

જે રસસ્રોત દિવ્યભારતના દેવર્ષિ, ઋષિજનોએ જગતમાં વહવ્યો છે, અને જેણે જગતને અનંત જ્ઞાન શક્તિથી મુગ્ધ કીધું છે, એજ જ્ઞાન અત્યારે નવીન સ્વરૂપે પ્રકાશ પામે છે. ગુરુપુત્રો-શિષ્યો પાસે યાચના કરે છે, કારણ વારસો કોનો છે તે ખબર એમને નથી. લેખકની તીવ્ર ઈચ્છા છે કે બને તેટલો પ્રયત્ન કરીને એ દિવ્ય જ્ઞાનનો રસસ્રોત પુનઃ વહન કરે અને બનશે તો એ અમર વારસાનો યત્કિંચિત ભાગ ગુર્જર ગિરાની સેવામાં અર્પીને તે કૃતાર્થ થશે.

"વ્યાસ પૂર્ણિમા."
બાલ—શિક્ષણ મંદિર.
આજોલ.

ભવદીય—

નારાયણ ન૦ ઠાકર.

| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧૩ જગદ્‌ગુરુ દેવને:- | ૧૨ | ૩૯ લક્ષ્મીને:- | ૪ |
| ૧૪ શું સમજાવું ? | ૧૨ | ૪૦ પંખીડાને:- | ૪ |
| ૧૫ એક રમ્ય પ્રભાત ! | ૧૩ | ૪૧ સાચો સજ્જન | ૪ |
| ૧૬ શયતાન ને ક્રાઇસ્ટ. | ૧૪ | ૪૨ જીવન સખીને:- | ૪ |
| ૧૭ મૂક્તિનું દ્વાર. | ૧૫ | ૪૩ આપને મુબારક હો ! | ૪ |
| ૧૮ દૂર્જન ના નમશે. | ૧૬ | ૪૪ જીવન નૌકા. | ૪ |
| ૧૯ મૃત્યુ. | ૧૭ | ૪૫ જગદ્‌ગુરુ પધારોને ! | ૪ |
| ૨૦ ધર્મ ધુરંધર. | ૧૮ | ૪૬ આશા—નિરાશા. | ૪ |
| ૨૧ આશા. | ૨૦ | ૪૭ હમારા પંથમાં આવો. | ૪ |
| ૨૨ મસમનાં વેણુ. | ૨૧ | ૪૮ શરાબી. | ૫ |
| ૨૩ નર્મદા તટે. | ૨૨ | ૪૯ બાલુડાંને. | ૫ |
| ૨૪ હૃદય તિમિર નિવાર. | ૨૩ | ૫૦ અમારી રાહદારી. | ૫ |
| ૨૫ આત્માને— | ૨૩ | ૫૧ ગુરુજીની મઢુલી. | ૫ |
| ૨૬ વિધવા બ્હેનને. | ૨૪ | ૫૨ સારંગીને. | ૫૩ |
| ૨૭ ગૃહસ્થાશ્રમ. | ૨૬ | ૫૩ તે દીન કેમ ભૂલાય ? | ૫૪ |
| ૨૮ બ્રહ્મચારી. | ૨૭ | ૫૪ તો શું ? | ૫ |
| ૨૯ વસન્ત કોકિલા. | ૨૯ | ૫૫ બુદ્ધનો ગૃહ ત્યાગ. | ૫૫ |
| ૩૦ અમ્હારી માંદગી | ૩૧ | ૫૬ મૃત્યુ. | ૫૭ |
| ૩૧ કુસુમને:— | ૩૨ | ૫૭ અતિથિ સત્કાર | ૫૮ |
| ૩૨ સ્વાર્થવશ માનવીને. | ૩૩ | ૫૮ ઝૂકાવી દે. | ૬૩ |
| ૩૩ વિરોધ. | ૩૪ | ૫૯ તત્વમસિ ! | ૬૩ |
| ૩૪ વાંસલડી. | ૩૫ | ૬૦ પ્રભુનાં દર્શન | ૬૪ |
| ૩૫ કહે તુજ પાસમાં છે શું ! | ૩૬ | ૬૧ આનંદ. | ૬૫ |
| ૩૬ જીંદગી. | ૩૭ | ૬૨ પ્રિય સખીને:- | ૬૬ |
| ૩૭ ભુમિને:— | ૩૭ | ૬૩ ઉન્માદ મેં ધાર્યો સખે ! | ૬૮ |
| ૩૮ દેવ કન્યા. | ૩૮ | ૬૪ બસ એજ ચહું ! | ૬૯ |

# કાવ્યાર્વિન્દ.



## પ્રાર્થના.

( સવૈયા. )

જોગી ઝટાધર, નાથ સદાશિવ,
શંકર ને હું યાદ કરૂં;
ભવનિધિ તારક, દુઃખવિદારક,
નાથ સ્વયંભુ ધ્યાન ધરૂં.
ભસ્મ કર્યો રતિનાથ પ્રભુ,
તુજ મૂર્ત્તિ દીગંબર યાદ કરૂં;
ઉદધિ મંથન ઝેર હળાહળ,
પ્રેમથી આપે પાન કર્યું.
હિમગીરી તનયા ઉમયાને,
વરવા વેઠયું દુઃખ ખરૂં;
ગંગ ઝટામહિ આપ ધરો,
તમને શિવ રોજ પ્રણામ કરૂં.
ધરી ચંદ્ર કલંકિત શિરપરે,
વળી જંગલવાસે ચિત્ત ઠર્યું;
ત્રિલોચનધર દેવ દયામય,
તૂં ચરણે હું પ્રણામ કરૂં.

"નારાયણ."

## શોધ.



ત્રોટક.

રઝળી રખડી સરિતા રણમાં,
નગ ઉપવને ફરીને ભૂમિમાં;
ખીલતી કળીઓ કુસુમો તણી યે,
વળી શોધી વળ્યો હિરલા મણિયે.
કદી ગુપ્ત ગુફા મહિં એ જઇને,
વળી ગર્જન ઘોર સુણી સુણીને;
મુજ ચર્ણ ગયા પણ થાકી પ્રભો !
તુજ દર્શન ક્યાંઈ થયું ન વિભો !

૨

મુજને રડતો સુણી આવી દયા,
ગુરુ મંત્ર મને કંઇ આપી ગયા;
પ્રભુ છે તુજમાં ! દૂર શોધ કરે !
રઝળી રખડી શીદ થાકી મરે ?
સરિતા તટ, શહેર, ગુફા, વનમાં,
પ્રભુ છે તુજમાં, નગમાં, ધનમાં;
પ્રભુની કૃતિ સુંદર સર્વ સ્થળે,
મુજને પ્રભુ દર્શન સર્વ સ્થળે !

અરવિન્દ.

## મહત્તા ના કદી મળશે !

ફરો થઈ ફાંકડા ફક્કડ, અભિમાને રહો અક્કડ;
ભલે સ્વચ્છંદમાં મ્હાલો, મહત્તા ના કદી મળશે !
ફરો ગાડી અને ઘોડે, બનીને છેલ વરઘોડે;
લગાવો બાલમાં અત્તર, મહત્તા ના કદી મળશે !
સદાચારી બની ફરતા, અને બગ ધ્યાનને ધરતા;
હૃદયથી ક્રૂરતા કરતા, મહત્તા ના કદી મળશે !
ભલા ઉપદેશ દ્યો શાને, નથી આચારમાં લેતા;
બન્યા ઠગ ઉજળા ભાઇ, મહત્તા ના કદી મળશે !
હજારો પાપ કરનારા, છતાં કાજી બની ફરતા,
નકામી મિષ્ટતા વદતા, મહત્તા ના કદી મળશે ?
ગગનનો ચંદ્ર લેવાને, તમે વાતો કરો મ્હોટી;
હૃદયમાં શ્યામતા ભરી, મહત્તા ના કદી મળશે !

અરવિન્દ

---

## રમીશું રાસ આનંદે ?

મધુરી આમ્ર કુંજે જ્યાં, મયુરો નૃત્ય જ્યાં કરતા;
કરે ટહુકાર કોકિલા, " રમીશું રાસ આનંદે ! "
અનેરા ઉપવન માંડે, પરિમળ બ્હેકતો જ્યાં એ;
પ્રભુનું ગાન ગાવાને, " રમીશું રાસ આનંદે ! "

# ગુરૂ મહિમા.

( સોરઠા. )

જાવું જલથી પાર, નૌકા વીણુ જવાય ના,
મળવી મૂક્તિ સાર, મુક્તિ વીણુ પમાય ના;
શત્રુ જીતવો હોય, કળ, બળ વીણુ જીતાય ના,
પ્રભુ પામવા હોય, સદ્ગુરુવીણુ પમાય ના.

અંગર ઉજળાં થાય, સાબુ વીણુ કદીય ના,
દુનિયા ના છોડાય, વૈરાગ્યે દીલ હોય ના;
સ્વર્ગે કેમ જવાય, મૃત્યુવીણ કહો તમે;
ચિદ્ઘન કેમ પમાય, ગુરુ વીણુ કહો તમે.

( ૪ )

મહુલી શ્વેત જ્યાં સોહે, સરોવર હંસ આનંદે;
અનેરી લ્હાણુ લેવાને, " રમીશું રાસ આનંદે ! "

રમે નભ મંડળે ચંદા, શશિની સાથ આનંદે;
મધુરો લ્હાવ લેવાને, " રમીશું રાસ આનંદે ! "

વહે સરરર સરિતાને, ઝરે જ્યાં એકલી શાન્તિ;
જીવનને શાન્ત કરવાને, " રમીશું રાસ આનંદે ! "

બજાવે કૃષ્ણ જ્યાં બંસી, સુણે ઘેલી બની ગોપી;
કનૈયાની કલા માટે, " રમીશું રાસ આનંદે ! "

ભડવા અગ્નિ શાન્ત, જળવીણુ અન્ય ઉપાય ના,
વ્યોમે દીપક થાય ? સૂર્ય, ચંદ્ર, તારક વિના;
સૂર્ય ઉદય ના થાય, નવલાં કીરણુ ઉદ્ભવે ?
અનુપમ શાન્તિ સાજ, ગુરુવીણુ મળી શકે ?

કર્યું વિષનું પાન, વૈદ્ય વિના જીવી શકે ?
મન ના કબજે હોય, પતન નહિ કોનું બને ?
અજાણુ પંથે પાય, માર્ગ ખરો કયાંથી જડે ?
ઇશ દર્શનની આશ, સદ્ગુરુ વીણુ નહિ ફળે ?

## ફકીરી હાલ મ્હારો છે.

( ગઝલ. )

જહાંની ચક્ષ્મથી જોતાં, ફકીરી હાલ મ્હારો છે;
અમીરી એજ મારી છે, ફકીરી હાલ પ્યારો છે!
નથી લક્ષ્મી, નથી વાડી, નથી ગાડી તણી મિલ્કત;
નથી જવાહીર, નથી વસ્ત્રો, ફકીરી હાલ મ્હારો છે!
નથી કોઈ કામ કરનારા, નથી હાજી હા કરનારા;
બન્યો છું સ્વાશ્રયી બંદો, ફકીરી હાલ મ્હારો છે! .
જગતમાં સ્વાર્થ ને લાલચ, મ્હને છે ત્યાગની દાનત;
નથી મુજ હાથમાં કોડી, ફકીરી હાલ મ્હારો છે!
ભભૂતિ દીલપર ચોળી, સનમના નામની ઝોળી;
અલખમાં મ્હાલતો બંદો, ફકીરી હાલ મ્હારો છે!

## ડોલતી નૌકા.

( સોરઠા )

સાગર ચઢ્યો તૂફાન, વાયુ વાતો જોરથી;
હાથ રહે ન સુકાન, નૌકા મ્હારી ડોલતી ! ૧

અંધારૂં ઘનઘોર, વાદળ પુર છવાય છે,
થાય તડિત ચમકાર, નૌકા મ્હારી ડોલતી ! ૨

દીલડું ફડફડ થાય, મારગ હાય સૂઝે નહિ;
મધ્ય વ્હેનમાં આજ, નૌકા મ્હારી ડોલતી ! ૩

પથિકો હૃદયા માંહ્ય, ગમગીની ધારી રહ્યા;
શુદ્ધ ભૂલ્યા ભગવાન, નૌકા મ્હારી ડોલતી ! ૪

જ્યમ ત્યમ હાંકે કોઇ, સુંબક માર્ગ ચૂકી ગયું;
ડુબી જશે મધ વ્હેન, નૌકા મ્હારી ડોલતી ! ૫

ઓ ભવ તારક નાથ, હાથ સુકાન ગ્રહો હવે;
પંથ ચઢાવો નાથ ! નૌકા મ્હારી ડોલતી ! ૬

ભવાબ્ધિના રચનાર, સ્વયંભુ યાદ કરૂં તને,
એક ઘડી બળ આપ, નૌકા મ્હારી ડોલતી ! ૭

( ૬ )

નથી કંઇ આવતું સાથે, જવાનું છે છૂટે હાથે;
પછી મિથ્યા ટડાકૂટ શી ? ફકીરી હાલ મ્હારો છે !
બિચારાં માનવી જોયાં, જગતના પાશમાં રોતાં;
મ્હને બસ ભેખ પ્યારો છે, ફકીરી હાલ મ્હારો છે.
અમે ઉસ્તાદ ઉન્માદી, ગણાયા આલમે ગાંડા
છીએ ગાંડા સનમ ચાહે, ફકીરી હાલ મ્હારો છે !

( ૭ )

# જોગીડાને—

જોગીડા તું સાધે ઝીણા જોગ જો,
અવનિની ઉદ્ધારક સરસ્વતિ માતનો—એ ટેક.

તુજ આત્માની જ્યોતિ ઝળહળ ઝીલવા,
અણમૂલાં બાલુડાં ઉભાં પાસજો;
પ્રસન્નતા વિદ્યા દેવીની પામવા,
મોંઘા મંત્રો પાઠવજે પળવાર જો—અવનિની૦

સ્નેહ દયાને સ્વતંત્રતાના પાઠજો,
શીખાવજે આ આતુર ઉર ઉભાં રહ્યાં;
પારખજે એ રત્ન અમુલાં બાળજો,
અવસર આવ્યો અમુલ્ય ત્હારે હાથજો—અવનિની૦

જીવન ધર્મ ને સત્ય પ્રેમ યશ પામજો,
અમીરસ મોંઘો પાજે નંદ કુમારજો;
ઉન્નત કરજે જ્યોતિ પૂર્ણ પ્રકાશ જો,
**સા વિદ્યાયા વિમૂક્તયે**નો પાઠજો—અવનિની૦

( ૮ )

## સ્મરણ.



ન્હાનીશી એક તલાવડી, મ્હારે હતી અહીં આંગણે,
માણી અહીં ઝાઝી મઝા, તેનાં સ્મરણ આ આંગણે;
કદી ચંદ્રનાં કિરણો તણાં, પડતાં પ્રતિબિંબો જળે,
સોહામણું એ આંગણું, આનંદભેર રમતાં અમે;

બસ પ્રેમના ઉડતા ફુવારા, એક દી ત્યાંથી અહા!
પટકુળ ધોતાં પ્હેરતાં, આનંદ લેતાં'તાં અહા!
મસ્તી કરી આનંદની, દંપત્ય જીવન લ્હાવની,
દંપત્ય જીવન એ ગયું! આનંદ એ આજે નથી,

આજે અરે એ પૂર્ણિમા, ને એજ ઉષઃકાળ છે,
એ ચંદ્ર એનો એજ છે, પણ શૂન્યતા દેખાય છે;
જળવીણ એજ તલાવડી, યાદી કશી જડતી નથી,
ટહૂકો નહિ આનંદનો, નારી નથી હું નાથની.
સૌભાગ્યનો શણગાર, જીવનહાર! રે! ચાલ્યો ગયો!
મુજ શૂન્ય જીવન, આંગણાને શૂન્યમાં મૂકી ગયો!
મળશે નહિ કોદી હવે, આનંદ એ સૌભાગ્યનો!
નિજ નાથનાં સ્મરણો, અરે! શોકાગ્નિ આ સંસારનો!



( ૯ )

## હિંદ ભૂમિનાં બાળ.

( બહાદો, પ્રેમ ગંગકી ધાર—એ રાગ. )

હિન્દભૂમિનાં બાળ, અમે તો વીરભૂમિનાં બાળ;
અમ માતાને અંકે ઝૂલતાં, બાલુડાં પ્રેમાળ—અમે તો૦
ભક્તિ, દ્રઢતા, દયા તણાં કે, ગાનો ગુંજવનાર;
શરણાંગતનું પાલન કરતાં, સહીએ કષ્ટ અપાર—અમે તો૦
રામ, કૃષ્ણને ગૌતમ જેવા, વીરનરો વિખ્યાત;
બાળ સ્વરૂપે ઝૂલ્યા પારણે, સુંદર હિન્દ રસાળ—અમે તો૦
વેદ, ઉપનિષદો, શ્રુતિ, સ્મૃતિઓ, કાવ્ય કલામય જ્ઞાન;
આત્મ જ્ઞાનનાં ઝરણ વહાવ્યાં, કલ્પદ્રૂપ હિન્દ રસાળ—અમે તો૦
પ્રભુતા પ્રકટો અમ આંગણિયે, હિન્દ ભૂમિને કાજ;
સ્વર્ગ સમોવડ હિન્દ ભૂમિમાં, દેવ ધરે અવતાર—અમે તો૦
'સેવા' એકજ મંત્ર હમારો, અતિથિનો સત્કાર;
ઉદયાચળના સુવર્ણ કિરણે, ઝળકે ઉદય પ્રભાત—અમે તો૦

( ૧૦ )

## વ્હલાંની વિદાય.

ઉર ઉર મળ્યાં, કંઇ હર્ષ ભર્યાં,
દીલડાં નીરખ્યાં, ખુબ વ્હાલ ભર્યાં;
વિખુટાં પડતાં, પણ આજ સખે!
દુઃખ દાયક છેક, વિદાય સખે!

જ્યમ સૂર્ય કવખ્તજ અસ્ત થતાં,
કમલિની હૃદે ગમગીન બને;
ત્યમ સ્નેહી વિદાય થતાંજ સખે!
અમ આંતર દીપ બુઝાઇ જશે!

જળ ઉદધિ જેમ તરંગ ધરે,
ત્યમ સ્નેહી સમાગમ ઉર કરે;
પણ આજ સખે! દીલગીર થવું,
નિજ સ્નેહી વિદાય, થકી રડવું!

ભિન્ન માર્ગ સખે! સહુ સાથ મળ્યો,
અધુરા મિલને, નિજ માર્ગ પળ્યો;
દૂર વાસ વસી, પણ ચાહી સખે!
વીણુ અન્ય વિચાર, ન ઉર સખે!

જગમાં મળીયાં, વિખૂટાં પડીયાં,
સહુ પંખી સમાગમ, જાણુ સખે!
વિખૂટાં પડવું. રડવું, મરવું,
બસ જીવનની ઘટમાળ સખે!

# દુઃખીનાં આંસુ.

( હરિગીત. )

તલ્વાર ભાલા તીર એ, જખ્મી કરે જનને ઘણા,
એથીય પણ બળવાન છે, દુઃખી તણાં આંસુ ઘણાં;
તોપો ચીરી દે પર્વતો, કિલ્લા ઉરાડે પલકમાં,
વેરાન વસ્તીમાં કરે, દુઃખ અશ્રુને પ્હોંચે નહિ.
પ્રલયનો અગ્નિ ભલે, આલમ બધી કરશે ફના,
પણ ક્ષુદ્ર છે, એ સર્વથી, બળવાન અશ્રુ દુઃખીના;
રાજા મહારાજા અને, સત્તાધીશો, ધનવાન ને,
પળમાં હરાવે એક, અશ્રુ દુઃખીનું દરબાર ને;
વિજ્ઞાન શાસ્ત્રીને કદી, આંસુ મળે દુઃખી તણાં,
ક્ષારો જુદા બતલાવતા, પૃથક્કરણ કરશે ઘણાં;
આંસુ બધાં એ એકવાટે, આવતાં ને એક છે,
ક્યાંથી ખબર તેને પડે, આ અશ્રુમાં બહુ ભેદ છે !
સંભાળ જોઓ યાર ! કોનાં દુઃખ અશ્રુ સરાવતાં,
એ અશ્રુઓ કાતિલ છે, ઇંદ્રાસનો ડોલાવતાં;
એ અશ્રુઓએ ઘાણુ વાળ્યો, રાજવી મદભર હતા,
ચાલ્યા ગયા, દુઃખી થયા, દુઃખ અશ્રુથી હાર્યા હતા.

( ૧૧ )  ૧૨૮૬

બહુ પ્રેમ ધરી, ચહી હોય સખે!
બહુ દૂર જતી, જલદીજ સખે!
નવ કોઇ ટક્યું, નવ કોઇ ટકે,
પથ સોબત પૂર્ણ, ન કોઇ સખે!



## જગદ્‌ગુરૂ દેવને:-

( ગઝલ. )

પુકારે દુ:ખમય દુનિયા, હમારાં દુ:ખ હરવાને;
હૃદય તૃષા છીપવવાને, ગુરુજી ! આજ આવોને.
અધર્મોને, અનીતિ ને, અદેખાઇને હરવાને;
શિખવવા સંપને સેવા, ગુરુજી ! આજ આવોને.
દયાળુ બુદ્ધ થઇ આવો, હવે નિર્વાણ સમજાવો;
બનીને કૃષ્ણજી આવો, અમોને પ્રેમ સમજાવો.
કૃપાળુ રામ થઇ આવો, અસુરોથી બચાવો ને;
પ્રભો ! નરસિંહ થઇ આવો, જગદ્ પ્રહલાદ રક્ષોને.
અમારા નાત જાતોના, વધેલા ભેદ ભૂલાવી;
ભૂતોને આત્મવત ગણવા, ગુરુજી ! આજ આવોને !
બનાવો સ્વર્ગ દુનિયાને, ઉતારો ધર્મને પંથે;
જીવનનાં સત્ય સમજાવા, ગુરુજી આજ આવોને !

## શું સમજાવું ?

મળ્યો અમુલખ દેહ, માનવી ! મળ્યો અમુલખ દેહ;
નવ સાર્થક કાંઇ તેં કીધું, વ્હાલિડાંરે ! શું સમજાવું ?
વિમળ સરોવર તીર, માનવી ! વિમળ સરોવર તીર;
રહી તરસ હૃદયની તાહારી, વ્હાલિડાંરે ! શું સમજાવું !

## “ એક રમ્ય પ્રભાત ! ”

( મંદાક્રાંતા. )

રાતું રાતું પૂર્વ દિશમાં શોભતું વ્યોમ શું આ !
હા ! એ રાહે “ દિનમણી ” તણું આગમન સુચવે હા !
વારિ માંહે રમત કરતાં, સુર્યનાં કિરણો જ્યાં;
હો ! હો ! થાતાં ઉડી જઈ વળી આવતાં પંખીઓ ત્યાં. ૧
ગાતાં ગાતાં મધુર ગીતડાં, સ્નેહથી પંખીડાં ને,
રાખો રાખો હૃદય કરૂણા, બોધતાં મંત્રને એ;
રૂડાં રૂડાં મધુર વચનો, મુખથી બોલતાં ને,
જીવનાદર્શે જગત સહુને, બોધતાં પંખીડાં કે,— ૨

## ( ૧૩ )

ઉંઘ, એશ આરામ, ભોગવ્યાં ઉંઘ એશ આરામ;
પણ મળશે કાળી કોટડી, વ્હાલિડાંરે ! શું સમજાવું ?
વિષય વિષની જ્વાળ, ફસાયો કોમળ સુન્દર બાળ;
તુજ કોમળ કાયા ક્યાં ગઈ ? વ્હાલિડાંરે ! શું સમજાવું ?
જપ, તપ, તિરથ, દાન, માનવી ! સ્નેહ, ભક્તિ, આરામ;
પળપળનાં લેખાં પૂછશે, વ્હાલિડાંરે ! શું સમજાવું ?
ભૂત દયાના પાઠ પઢીલે, પ્રેમ, ક્ષમાના પાઠ;
તુજ જીવન યાત્રા જાળવી, વ્હાલિડાંરે ! શું સમજાવું ?
અલખ જગાવી આજ, કરીલે, અમર સુધારસ પાન;
નારાયણ ચિંતન નાથનું, વ્હાલિડાંરે ! શું સમજાવું ?

---

" પંખી મેળો જગત સઘળું, જાણજે આત્મ જેવું,
ના કો સાથે કલહ કરજે, ખેલજે પ્રેમ જેવું;
વ્હાલું રહેવું અમસમું જગે, રાખજે પ્રેમ ભીના,
ને એ પ્રેમે હૃદય કરજે, વિશ્વનાં પ્રેમ ભીનાં." ૩

તીખાં તીખાં દિનમણી તણાં, આવિયાં કિરણો ત્યાં,
ઉડી ચાલ્યાં ફડફડ કરી, વ્યોમમાં પંખીઓ ત્યાં;
ના ઉડો! ઓ! જીવન મધુરાં! પંખીડાં! પ્રિય જાત,
સાથે લેજો જરૂર મુજને, " એક રમ્ય પ્રભાત!" ૪

---

## શયતાન ને ક્રાઇસ્ટ.

### ( વસંતતિલકા. )

શયતાન—ક્ષુધા થકી પણ ત્હને નવ કષ્ટ થાય,
જેથી ક્ષુધાતૂર છતાં, શરણે ન થાય;
ત્હારો અતિ મનઃસંયમ હું નિહાળું,
તેથી શરીર સુખ કાજ ન નમ્ર ભાળું.

મિત્રો, પિછાન વળી, કૂળ મહિ ગરીબ,
ભૂલ્યો અરણ્ય મહિ, છે તુજ ઉર ભૂખ્યું;
પથે કયે સફળતા, કઇ યોજનામાં,
સત્તા, મહત્ત અધિકાર, હવે મળે ક્યાં?

[ સવૈયા. ]

કોઇ ગૂઢ અજ્ઞાત વિષયમાં, મગ્ન થયું'તું મ્હારૂં ધ્યાન;
સહજ મને ત્યાં થયું કોઇના, આગમનાં પગલાંનું ભાન.
મુજ ચક્ષુ ચમકાવ્યાં તેણે, જાણે તેજ તણા અંબાર,
દર્શન દઇ અદ્રશ્ય થયું તે, તેજ રશ્મિનું મુજને ભાન.
મ્હેં જોયું જે નજરે તેનું, વર્ણન ના મ્હારાથી થાય;
ત્હોય સમાયું છે ચક્ષુમાં, એજ એજ તે જ્યોતિર્માન.
હૃદય મંદિરે ચિત્રાલેખન, થયું એહતું છે વિદ્દમાન;
એ પળનો આનંદ હૃદયનો, વાણી બ્હાર નથી વિદ્દમાન.
જળ, સ્થળ ને વાયુની અંદર, સમુદ્ર તળમાં પણ નિઃશંક;
બધે ભર્યું છે એજ તેજ એ, જણાય છે મુજને નિઃશંક.

ક્રાઇસ્ટ—ના દ્રવ્યથી મુલક મેળવીને રખાય,
ના દ્રવ્યથી જીવનની ક્ષણ મેળવાય;
સાચું ખરે, મનઃસંયમ, ઉચ્ચ ભાવ,
ધર્માધિકાર, વીર જીવનનો પ્રભાવ.
જેના અહા ચરણમાં જગ શિર નામે,
ને લક્ષ્મી તો દીન થઈ ચરણો પખાળે;
વ્હાલી મને અધિક, વિશ્વ તણી ગરીબી,
એથી થશે પ્રભુ પદે, સુખ શાન્તિ ગેબી.

---

## મૂક્તિનું દ્વાર !

જ્યાં જોઉં ત્યાં એક એહનું, નજરે પડતું છે પ્રતિબિંબ;
આત્મમાં ઝળહળતી જ્યોતિ, એજ એહનું છે પ્રતિબિંબ.
સર્વ દિશાએ નજરે પડતી, પ્રભા એહની અપરંપાર;
ન્હાના મોટા સર્વ જીવોમાં, પ્રકાશવંતો અપરંપાર.
સૂર્ય ચંદ્રની તેજ રશ્મિમાં, રહ્યો છૂપાઇ દિવ્ય પ્રકાશ;
વળી જુઓ આ ઇંદ્રધનુષ્યે, રંગોમાં એનો આભાસ.
સર્વ વ્યાપિ છે, સર્વ વ્યાપિ છે, પ્રભા તેજની અપરંપાર;
હિમ આચ્છાદિત ગિરિ શિખરપર, પણ દીઠો એનો વિસ્તાર.
તનમાં, ધનમાં, તથા કુસુમમાં, જનજન ને વનમાંહી જણાય;
જુઓ પ્રકાશે અણુઅણુમાં, એજ તેજ સર્વત્ર જણાય.
જાણ્યું, જાણ્યું, જાણ્યું મેં કે ત્હારામય સઘળો સંસાર;
તૂટી ગયાં સૌ બંધન મ્હારાં, મેં દીઠું મૂક્તિનું દ્વાર.
જગની સેવા કરવી એ બસ, છે સૌ સારતણો પણ સાર;
વિશ્વપ્રેમના બંધનમાંથી, મળી ગયું મૂક્તિનું દ્વાર.

## દૂર્જન ના નમશે !

( હરિગીત. )

વૃક્ષો ઉગે આકાશમાં, પાણી જૂદાં ઢાંગે થશે;
સુરભિ ફૂલો છોડી જશે, દૂર્જન કદી નમશે નહિ !
જળ ઝાંઝવા કેરૂં બસે, તૃષા છીપવશે આપની;
વણ પાંખ ઉડશો વ્યોમમાં, દૂર્જન કદી નમશે નહિ !

અમૃતનાં ટીપાં લઈ, ખારાશ જળ છોડી જશે;
નિજ ગર્મી છોડે સૂર્ય પણ, દુર્જન કદી નમશે નહિ !
પાણી વલોવીને કદી, ઘી કહાડશો મ્હેનત કરી;
પૂછ શ્વાનની સીધી થશે, દુર્જન કદી નમશે નહિ !
કદી શ્રૃંગ સસલાને બને, સિંહ ક્રૂરતા છોડી જશે;
ગર્મી શશીમાં આવશે, દુર્જન કદી નમશે નહિ !
કદી ખીણથી પર્વત ઉપર, સરિતા ભલે વ્હેતી થશે;
એ સર્વ બનશે ત્હોય પણ, દુર્જન કદી નમશે નહિ !

---

## મૃત્યુ !



[ હરિગીત. ]

આદિ સમયથી જે રહ્યું, ડિંડિમ વગાડી એકલું;
છુટયું ન કોઇ પાશથી, મૃત્યુ અમર જગમાં રહ્યું !
છે સ્વર્ગ તે આ સદનમાં, મુખેથી વદનારા હતા;
તે રાજવી ચાલ્યા ગયા, મૃત્યુ અમર જગમાં રહ્યું !
સાધી સમાધિ જેમણે, બહુ વર્ષ જીવન નિભવ્યું;
પણ છેવટે ચાલ્યા ગયા, મૃત્યુ અમર જગમાં રહ્યું !
નિજ દેહ સુંદરતા તણી, ધરી ગર્વ વિશ્વે મ્હાલતા
આજે દટાયા ખાણમાં, મૃત્યુ અમર જગમાં રહ્યું !
વર્ષાદનાં ફોરાં નહિ, જેના ઉપર પડતાં કદી;
આજે વહે છે નીર ત્યાં, મૃત્યુ અમર જગમાં રહ્યું !

કૈં મ્હેલ ભસ્મિભુત્ થયા, ને બાંધનારાયે ગયા;
સત્તાધીશો ચાલ્યા ગયા, મૃત્યુ અમર જગમાં રહ્યું !
જો જો સિકંદરશાહ ને, પણ કબ્રમાં સુવું પડયું;
સમ્રાટ અકબર તેવ પણ, આજે કબર નીચે સુતો !
છે જન્મ તેનો નાશ એ, કાનૂન સાચો માનજે;
ઈશ્વરેચ્છાએ ઘડેલું, સત્ય મૃત્યુ પ્રમાણ જે ?

## ધર્મધુરંધર.

[ સવૈયા. ]

ધર્મ કર્મનો પંથ લઈને, મરે છતાં પણ હઠે નહિ,
ભલે દેહના થાય ટુકડા, છતાંય નિશ્ચય તજે નહિ;
પર પાલનને કાજે તજતાં, પ્રાણ છતાં પણ ખેદ નહિ;
કઠીન કાર્યથી ધર્મ ધુરંધર, ને રજ દુઃખ જણાય નહિ. ૧

ઇંદ્રાસન પણ તુચ્છ વસ્તુ છે, મ્હારી સન્મુખ એમ ગણે,
ધર્મ-સંકટો સહે ધ્રુવ સમ, ને એમાં પણ સુખ ગણે;
નથી લાભથી હર્ષ જેહને, નથી કષ્ટથી ગ્લાનિ લેશ;
ધર્મ ધુરંધર ધર્મપંથને, ચૂકી અન્ય ના ચાહે લેશ. ૨

પુત્ર, કલત્ર, ધામ, ધન, ધરણી, એની જેને ચાહ નથી,
વ્યર્થ સુખોને કાજે જેને, જરાય ઉરમાં ઈચ્છા નથી;
ધર્મ પ્રાણ છે જેનો માટે, મરીમટે છે, આપો આપ,
અન્ય વિચાર નથી ઉર જેને, ધર્મ ધુરંધર જે છે આપ. ૩

સત્યાગ્રહને સત્યપ્રેમથી, આત્મ જીવિતને ધરનારા,
એ ડરનારા નથીં કોઇથી, ધર્મ કર્મને કરનારા;
જે છે મનમાં તેજ વચનમાં, વળી કર્મમાં એજ રહે,
ધર્મ ધુરંધર પ્રાણ અર્પવા, યજ્ઞ વેદીપર ખડા રહે. ૪

શરીર સુખની કરે ન પરવા, પ્રભુ આજ્ઞામાં મગ્ન રેહે.
મન, વાણી, ને કર્મ મહી, પણ એકજ તત્વ વિચાર રહે;
ઇંદ્ર સમાને નાચ નચાવે, ધર્મ ધુરંધર શક્તિમાન,
પ્રલય થાય પણ લેશ હેઠ નહિ, ધર્મ કાર્યમાં રહે વિદ્દમાન ૫

પતિતપાવની ગંગા જેવો, પ્રભાવ નિર્મળ છે જેનો,
પતિત દીન ઉદ્ધારી પોતે, દાસ થઇ રહેતો તેનો;
ધર્મ એજ છે જીવન જેમનું, ધર્મ પ્રાણથી છે પ્યારો,
ધર્મ ધુરંધર તેને કહીએ, દીનસેવક ઈશને પ્યારો. ૮

ધર્મ ધુરંધર ધર્મ કારણે, તલની સમ પીલાઈ જશે,
પરોપકારે ક્રમેક્રમે એ, ચંદન સરખો ઘસઇ જશે;
પણ એને ઉપકાર અહિંસા, અને સત્યનું ભાન રહે,
એને ખાતર પ્રાણ અર્પતાં, જરાય ના સંકોચ લહે. ૬

રંક તૂલ્ય છે રાજા જેને, પર્વત રાઈ સરખો છે,
શત્રુ મિત્રમાં ભેદ ન જેને, ધનને કંકર સરખાં છે;
ધર્મ ધુરંધર ઉત્તમ પદવી, એજ મનુષ શોભાવે છે,
જેના ભયથી ધરા ધ્રૂજતી, રજમાં કમળ ખીલાવે છે. ૭

## આશા.



( ગઝલ. )

અહા ! આશા અમર વેલી, સદા લોભાવનારી છે;
ઝૂલાવે હિંચકે સૌને, છતાં ના પ્રાપ્ત થાતી છે !
ઝૂલાવે વ્યોમપટ સુધી, ડૂબાવે નીર ઉંડામાં;
નથી કોઈ જીત્યું આશા, અમર છે એક તૂં આશા !
રહે છે હાથમાં દોરી, પતંગો વ્યોમમાં ઝૂલે;
ઝૂલાવે એમ તૂં સૌને, ભલા યોગી જનો ભૂલે !
યુગાન્તર થાય વા મૃત્યુ ! છતાં આશા નહિ છૂટે;
ફસાયાં કૈક તૂજ પાશે, બિચારાં માનવી ભોળાં !
હવાંમાં બાંધતા કિલ્લા, કદી વિશ્રામ ત્યાં થાશે ?
અનેરી આટલી આશા, સફળ કોઇ દીન શું થાશે ?
ડૂબે ભર સાગરે હોડી, છતાં છે આશ જીવવાની;
અરે ! કીસ્મત, અરે આશા ! ત્હને શું છે ન ભૂલવાની!
દીઠું મૃગજળમેં ભવરણમાં, તૃષા એથી ન છીપવાની;
સ્વરૂપ આશાનું એવું છે, છતાં ના દૂર થાવાની !



## મસ્તીનાં વેણ.

આદમ નહિ જ્યારે હતો, જ્યારે હવા ન્હોતી ક્યાંય;
સૃષ્ટિ સૃજાય તે થકી, આત્મા પુરાતન હું અહિં !
પયગંબરો જળમાં ડુબ્યા, ત્યારેય હું સાથે હતો;
મૃતપ્રાણિયો જીવતાં કર્યાં, ક્રાઇસ્ટની ફૂંકે હતો !
જ્યારે મુસા સાથે લડી, ફીરઔન સાગરમાં ડુબ્યો;
તે દ્રશ્યને જોનાર હું, આત્મા પુરાતન છું અહિં !
મુહમ્મદે જ્યારે વટાવ્યાં, વ્યોમ ત્યારે હું હતો;
હું વ્યોમપર બેઠો હતો, આત્મા પુરાતન હું અહિં !
કમબખ્ત ના મગરૂર થા, ઓ સૂર્ય ? ના બકવાટ કર;
જ્યારે ન તું જન્મ્યો હતો, તે કાળનો હું છું અહિં !
રાજા–ધિરાજ સત્યનો, ચાતુર્યની સરિતા સમો;
ના છે ગજુ મૌલા તણું, હું તો પુરાતન આત્મ છું !



## નર્મદા તટે

( અનુષ્ટુપ )

કર્મયોગી વહે પેલી, નર્મદા પૂર જોસથી,
પથિકો હાંકતા હોડી, જાયછે પૂર જોસથી.

( વસંતતિલકા )

જો જો કબીરવડ બેટ, પરે ઉભો છે,
સાચે વનસ્પતિ પિતા, ખગપાલ એ છે;
સંધ્યા સમે જગતનાથનું, ધ્યાન, ગાન,
સ્હામે બળે દીપક, પર્ણ કુટિર માન.
દેરે મહીં કબીરનું, શુભ મૂર્તિ એની,
રક્ષા કરે [1]પ્રભુતણી, દૃઢતા શું એની;
સ્થંભો ઉભા કુદરતી, વળી મ્હેલ જાણે,
ના સૂર્યનાં કિરણ ભેદી, શકે જરાયે.
અદ્વૈત જ્ઞાન પણ આંહી, ખરે ભર્યું છે,
છે સર્વવ્યાપિ પ્રભુ સત્ય, અહીં ઠર્યું છે;
આ નર્મદા જલધિને, મળવા વહે છે,
છે અંત છેવટ સહુ, પ્રભુમાં મળે છે.

( અનુષ્ટુપ )

કર્યા દેવે વિહારો જ્યાં, નર્મદા નિર્મળા તટે;
વંદના ! વંદના ! હો જો, રમ્ય એ નર્મદા તટે.

---

૧ કબીર—જે એ વડનો પિતા છે.

## હૃદય તિમિર નિવાર.

( આશાવરીની ધૂનમાં )

હૃદય તિમિર નિવાર, વિભુવર ! હૃદય તિમિર નિવાર;
ભવાટવીમાં ભમતો બાળક, કોઈ નહિ સંગાથ—વિભુ૦
આશ થતી આકાશે ઉડવા, છે પણ એકજ પાંખ;
છે અંતર્યામી ઓળખવા, ખૂલે ન અંતર આંખ-વિભુ૦
અશ્રુપાત કરે દીન બાળક, ત્હોય મળે ન પ્રકાશ;
ઓળખવા ઉરમાં અતિ આશા, પ્રેમ સ્વરૂપ પ્રકાશ-વિભુ૦
નિષ્ઠુર ક્રૂર, અસુર ભવનમાં, ઘાયલ પંખી જાત:
અમીસુધા વરસાવી પ્રભુજી, પ્રકટો પૂર્ણ પ્રકાશ—વિભુ૦
હૃદય રડે નયનો રડતાં ને, અંતર છેક ઉદાસ;
નિત્યનમુ કર જોડી વિભુજી, માગુ શ્વેત ઉજાસ—વિભુ૦
હૃદયરૂપી ઉજવળ મંદિરમાં, પ્રેમ પ્રતિષ્ઠા થાય;
પ્રેમ પુજારી બનશું હરદમ, જ્યાં તુજ પૂજન થાય-વિભુ૦

## આત્માને-

હઠે છે કેમ પાછળ તું, અરે વધ યાર આગળ તું;
અધમ પથ છોડ આજે તું, "પુરાતન સત્ય આત્મા તું !"
પડયો આધિન પરને તું, જડાયો દુઃખ જંજીરે;
રહી છે, મુક્તિ તું પાસે, " પુરાતન પ્રેમી આત્મા તું !"

---

( મંદાક્રાન્તા )

સૌન્દર્યે તું અધિક દીપતી, બ્હેનડી પ્રિય મ્હારી,
સ્વામિ સંગે તુજ જીવિતને, ગાળતી બ્હેન મ્હારી;
બાલુડાં એ અધિક ઉરથી, તૂજ વ્હાલાં હતાં તે,
સ્વામિ ત્હારા અમી નઝરથી, ચાહતા સર્વને તે.
ઇર્ષ્યા થાતી સ્વર્ગ વસતી, સુંદરીને તમારી,
તું આનંદે દીન નિભવતી, બ્હેનડી હેત ધારી;
ત્યાગ્યા આજે તુજ શરીરથી, સર્વ શૃંગાર પ્યારા,
બ્હેની ! આજે જગત ભરની, ત્યાગમૂર્તિ બની છે.
હાવે બ્હેની સહન કરવી, સર્વની ક્લિષ્ટ વાણી,
દુઃખી દીનો પણ નિભવવા, બ્હેનડી હેત આણી;
શીળી છાયા જગત ભરમાં, તુજ માટે નથી રે !

સ્વિકાર્યાં બંધનો છોડી, ભલા ભૂંડાને તરછોડી;
પ્રવાસી પંથ જોઇ લે! " પુરાતન પ્રેમી આત્મા તૂં ! "
રચ્યો આ પિંડ માટીને, છતાં તૂં છે અવિનાશી;
તને દરકાર છે શાની ? અનેરા સ્વર્ગના વાસી ! ૬
સરિતા—આ જગત જાણી, કિનારે જા હવે સ્હામે;
દીસે છે, સ્વર્ગ જો પેલું, ઉભા છે ઇશ જો સ્હામે !
પ્રતિમૂર્ત્તિ પ્રભુની તૂં, અરે ? સંપૂર્ણ શક્તિ તૂં !
પિછાની નૂર લે ત્હારૂં, " પુરાતન પ્રેમી આત્મા તું ! " ૭

---

## વિધવા બ્હેનને !

વ્હાલાં બાળો નિજ પિતુ તણી, યાદ ધારી રડે છે.
આજે બ્હેની જગત ભરમાં, કોઇ ત્હારૂં નથી રે !
રે ! તું આજે દીનહીન બની, વિધવા ભાગ્યથી રે !
બ્હેની ત્હારૂં દીન વદનરે ! હાય ! ના નીરખું હું,
અશ્રુ સારૂં મુજ નયનથી, તુજ સૌભાગ્ય જાતાં.
વ્હાલી માતા તુજતણી રહી, સ્વર્ગમાં અશ્રુ સારે,
ને સંન્યાસી સમ તુજ પિતા, પર્ણ કૂટિ મહિ રે' !
કષ્ટો વેઠી અધિક કુમળાં, બાળકોને ઉછેરી,
પાદાર્વિન્દો પરમ પ્રભુનાં, પામજે મુજ બ્હેની !

( શિખરીણી )

સ્મરીને સ્વામિને, હૃદય મહિ ના દુઃખ ધરજે,
પ્રભુએ નિર્મેલું, જન સકળથી ના ટળી શકે;
ઉછેરી પ્રેમેથી, પતિતણી પ્રતિમૂર્તિ સમ એ,
મધુરાં બાલુડાં, પર અધિક તું હેત ધરજે.
થઇ સાધ્વી બ્હેની, તુજ જીવનને પૂર્ણ કરજે,
ધરી સંયમ્યેથી, તુજ જીવન આ શ્વેત કરજે;
કરી ભક્તિ ત્હારા, પ્રિયપતિ અને એ પ્રભુતણી,
ભૂલીને કષ્ટોને, પ્રભુપદ હવે યાદ કરજે.



## ગૃહસ્થાશ્રમ.

(૧)

આનંદથી રહેવું ગૃહે, પુત્રો સુપુત્રો હોય તો,
મહિલા મધુર ભાષી, વળી મિત્રો અને ધન હોય તો,
હુકમ ઉઠાવે ચાકરો, સત્કાર થાય અતિથિનો,
શુભ શિવ પુજન, ખાનપાને મિષ્ટ વસ્તુ હોયતો,—
સાધુ જનોનો સંગ, સઘળી વાતનું સુખ હોય તો;
છે ધન્ય ગૃહસ્થાશ્રમે, અરવિંદ સુખદ હોય તો.

(૨)

રડતાં ફરે જ્યાં બાળકો, વારિ ઢળેલું ઘરમહિ,
કાદવ ભરેલું આંગણું, માકણ ઘણા શૈય્યામહિ;
ભોજન મળે લુંખું સુંકું, રડેતો ધુમાડો ઘરમહિ,
વાણી કઠોર સ્વપત્નિની, ક્રોધે ભરાયેલી રહી;
જળ સ્નાન કાજ મળે નહિ, કંકાસ લેશ ટળે નહિ,
ધિક્કાર ગૃહસ્થાશ્રમે, અરવિંદ ત્યાં રહેવું નહિ.



## બ્રહ્મચારી.

દોહરો ) પંચવટીની સમીપમાં, બાંધી પર્ણ કૂટિરઃ
સીતા સાથ વસી રહ્યા, લક્ષ્મણને રઘુવીર.

વસંતતિલકા ) ગોદાવરી વહી રહી નજરે નિહાળી,
પ્રકૃત્તિની અધિક સુંદર મૂર્તિ ભાળી;
માન્યો વિહાર વનનો સુખરૂપ રામે,
શીલા સિંહાસન કીધું સુખરૂપ રામે.
સીતા કરે દીયરથી નિર્દોષ વાત,
સૌમિત્ર હસ્ય કરતા સુચુતા સુત્રાત;
વૃત્તિ પવિત્ર વળી દેવ સમા જણાય,
શંકા જરાય નવ ઉરમહિં ભરાય.
ચક્ષુ મહિં અધિક નીંદ ભરાઇ જાતાં,
ભૂમિપરે સુઇ રહ્યાં સુકુમાર દેવી !
ક્યાં પુષ્પથી અધિક કોમળ સુખશૈય્યા,
ક્યાં આ કઠીન ભૂમિની વળી શુષ્ક શૈય્યા
વાયુ થકી શિરતણા કંઇ કેશ ઉડે,
મેલું જણાય અહ ! દિવ્ય શરીર ધૂળે,
ગ્લાની થઇ અરરરે ! વન દુઃખ આશાં ?
નિર્દોષ સુંદરી ! ત્હને વન કષ્ટ આશાં ?
માતા સીતા, વળી રઘુવીર પુજ્ય ભ્રાત,
વીરે લીધું, શીષ સતિ તણું નીજ અંકે;
છે વ્હેમના જરીય એ લઘુભ્રાત માટે,
ઇચ્છા થઇ પણ જરા કરવા કસોટી.

( અનુષ્ટુપ ) ધરીને શુકનું રૂપ, ઉઠયા શ્રી રઘુવીર તે,
પૂછે સૌમિત્રને હેતે, પરીક્ષા વીરનીજ તે.

( હરિગીત ) ફળપકવ, સુંદર પુષ્પને, યૌવનભરી નારી સખા !
નજરે નિહાળી ના ચળે, શું ચિત્ત, ઉત્તર દે સખા !
સૂણ શુક ઉત્તર હું કહું, મોહક અને વિભ્રમ છતાં,
છે એક માતાને પિતાના, પુત્રને એ તૃણવત.

( શીખરીણી ) ફરી પૂછયું શુકે, સૂણ સુણ સખા ! લક્ષ્મણ હવે,
સુઅંગો સંકેલી, તુજ શરીર સાથે શીર જડી;
પડેલી છે સીતા, વડીલ તુજ ભ્રાતા નથી અહીં,
વળી એકાન્તે શું, તુજ ચિત ન જાયે નવ ચળે ?

( હરિગીત ) પ્રકૃતિ ચંચળ ધારતું, મન આમ તેમ વિહાર તું,
મદથી ભર્યાં હાથી સમુ, એ જલ્દીના શરણે થતું;
પણ જ્ઞાનવત અંકુશને, આ આત્મવત માવત થકી,
કબજે પડેલુ હે સખા ! મન કેમ સ્વચ્છંદી બને ?

( વસંતતિલકા ) વાણી સૂણી વીરતણી, હરખ્યા શ્રીરામ,
ધારી સ્વરૂપ મૂળને, વદતા શ્રીરામ.
ઇક્ષ્વાકુ કૂળ મહિ, દીપક ભ્રાત તું છે,
ઓ વીર ! રામ સરખા તુજને નમે છે;
કષ્ટો સહ્યાં પણ સખે દૃઢ વ્રત્ત ધારી,
વંદુ તને અધિક સ્નેહથી બ્રહ્મચારી !



# વસન્ત કોકિલા.

કોયલડી ટહુકી રે ! બ્હેન વસંતની,—એ રાહ
આમ્ર નિકુંજે મ્હેકે મીઠો મ્હોર જો;
સૌરભ ભર વાયુ આ સુંદર વા'ય છે;
રાતલડી અજવાળી પૂર્ણ ખીલી રહી;
અમીસુધા વરસાવે ચંદ્ર કુમારજો.-કોયલડી.
લતા ખીલી જો આનંદે કેવી હસે !
હૈયે એને ઉભરે હર્ષ અપારજો;
ડોલી રહી મદમાતી પિયુના સંગમાં;
હું એકલડી દીનબની છું આજ જો-કોયલડી૦
નાથ નમેરા હું નણુદીનો વીર જો,
ના આવ્યો સંદેશો ' આવું ' એમ જો;
ચાતક સરખી આંખ પસારીને ઉભી;
આવે છે, ભણકારા વાગે કાનજો--કોયલડી૦
સ્નેહીજનને ઉરમહિં આનંદ જો,
જેને સાથે પ્રિયતમ ભોગવનાર જો,
વસન્તની કોયલનાં દીવ્ય વધામણાં,
નાથ વિહોણાં લાગે કર્કશ કાનજો--કોયલડી૦
ભાનભુલી ઉન્માદી બ્હેની હું બની !
બની બ્હાવરી જાણે આવ્યા નાથજો !
હર્ષ ધરીને જોયું મંદિર ચોકમાં,
શૂન્યકારથી હૈયું ફાટી જાય જો—કોયલડી૦

માત પિતાનું વ્હાલ બધું ભુલી સખી !
બાંધ્યો તો પ્રિયતમથી જીવન પ્યારજો;
તેમ ગયા ના પાછા આવ્યા હો સખિ !
ના આવ્યો કે સ્નેહ ભર્યો સન્દેશજો—કોયલડી૦
ભલે હજારો વસન્ત સાથે આવશે,
ટહુકશે કોયલડી દીવસ રાત જો;
પણ એકલડી અબળાને શા કામનું ?
સ્નેહી જનના સુખનો ભોગવનાર જો.—કોયલડી૦
આશામાં દીવસ તો રડેજે જાય છે,
પણ રાતલડી જાણે લાંબા પ્હોર જો,
યુગ યુગ જેવી દૃષ્કર લાગે રાતડી,
કૃપા પ્રભુ કર શાન્ત કરી દે આંખજો—કોયલડી૦



## અમ્હારી માંદગી !

### ( ગઝલ. )

અમે દર્દી થયા આજે, ફીકર કરશો નહિ કોઇ;
દવાના શોધશો ભાઇ, અમારી માંદગી જૂદી !
અમે ઘેલા થયા છીએ, નથી ત્રિદોષની વ્યાધિ,
કસર અમને અલખની છે, અમારી માંદગી જૂદી !
જીવન શું ? ઇશ્ક શું ? આલમ અને આ મોજ શોખે શું ?
જીવન છોડી જવાનું ક્યાં ? અમારી માંદગી જુદી !
રહ્યું બેહિસ્ત ક્યાં ? ને નર્ક ? ક્યાં એ ન્યાયનો રાજા ?
તમારે ને અમારે શું ? અમારી માંદગી જૂદી !
મુસાફર ! આજ મયખાને, વસીને માંદગી સાચી,
અને એ માંદગી નો અંત, એ છે જીંદગી સાચી !
નહિ દીલગીર પણ થાશો, નહિ કો સારજો આંસું;
જરા અમ યાદના ધરજો, અમારી માંદગી જૂદી !
થશે આ દેહ ભસ્મિભુત, માટીમાં મળી જાશે;
તમે પર્દે પડયા રહેશો, અમે સ્વર્ગે સિધાવીશું !
રહ્યા સાથે ઘણા દહાડા, થશે મૃત્યુ હવે સાચું;
સનમના મ્હેલમાં ક્રિડા, કરીશું એજ છે સાચું !
પીવાનુ ના, ન ખાવાનું, ન ડરવાનું, ડરાવાનું;
બધી આલમ એ જૂદી છે, અમારે ત્યાંજ ઠરવાનું !



## કુસુમને:—

( મંદાક્રાન્તા. )

કરમાએલા કુસુમ મધુરા, મુજ હૃદે દ્રવે છે;
છૂટું કીધું નિજતરૂ થકી, મુજને યાદ તે છે !
વ્હાલા ત્હારી મધુર સુરભિ, રંગ રૂપેથી મોહી,
ખેંચી લીધું મુજ કરવડે, પ્રેમથી શિર નામી !
તું જન્મેલું પરહિત મહિં, સ્નેહ સુવાસ આપે,
તું કરમાતાં પરહિત મહિં, પ્રેમથી પ્રાણ આપે;
યાદી આપે સજન સહુની, એકલી એક રૂડી,
પીખી નામે ચીમળી કદી, ના જાય સુગંધ રૂડી !
મેં રાખ્યું તું હૃદય પર જે, રૂપ સુવાસ ધારી,
રે ! હા ! આજે ચરણ ચગદે, ક્રૂરતા પૂર્ણ ધારી;
સાધુ જેવા તુજ જીવનમાં, સુરતિ તેં વહાવી,
માફી માગું ગદ્દગદ્દ હૃદે, અશ્રુબિન્દુ વહાવી !
ત્હારા જેવાં મનુજ કુસુમો, કાંઇ સુવાસ આપે,
દુ:ખી કાજે જીવન અરપે, અન્યને સુખ આપે;
સારૂં જે છે જગત મહિં તે, સ્વર્ગમાં પહોંચનારૂં,
કૂડા વિશ્વે ટકી નવ રહે, સ્નેહીનું બિચારૂં !

અરવિન્દ.



## સ્વાર્થવશ માનવીને.

( ઝૂલણા છંદ. )

સ્વાર્થ લોભી બની, થાય તું આંધળો,
દેખતો ચક્ષુએ હોય ત્હોયે;
પાપ કર્મો કરે, લેશ દીલ ના ડરે,
સ્વાર્થમાં સત્ય તે દૂર હોયે. ૧

અન્યના સુખની લેશ દરકારના,
આપણો સ્વાર્થ એ ધ્યેય રાખે;
નિંદશે લોક, દરકાર તેની નહિ,
સ્વાર્થમાં આંધળા સત્ય ભાખે. ૨

દોષ બીજાં તણો એક ના આપણો,
સત્યના સ્વાંગને દૂર રાખે;
સાચું ખોટું કરી, અવરને છેતરી,
પેટ પોતાતણું પૂર્ણ રાખે. ૩

સાગરે જાય સરિતા ઘણી ત્હોય એ,
કોઇ દી લેશ સંતોષ ધારે ?
લક્ષ્મીની લાલચે દીન દુઃખી તણા,
કષ્ટમાં દુષ્ટ આનંદ ધારે. ૪

યાદ તૂં રાખજે, ઇશ જોનાર છે,
પાપને પૂણ્યનો ન્યાય થાશે;

( ગઝલ. )

મળે ખોરાક પૈસાથી, પરંતુ ભુખ ના મળતી;
દવા પૈસા વડે આવે, નથી આરોગ્યતા મળતી.
બિછાનું આવતું પૈસે, પરંતું ઉંઘ ના મળતી;
મળે ચશ્માં રૂડાં પૈસે, પરંતું દૃષ્ટિ ના મળતી.
મળે છે જ્ઞાન પૈસાથી, પરંતુ ભાન ના મળતું;
મળે કપડાં રૂડાં પૈસે, પરંતું દીલ ના મળતું.
મળે છે મોજ પૈસાથી, નથી આરામ અંદર તો;
મળે છે મોજ કરનારા, પરંતું મિત્ર ના મળતો.
મળે છે નોકરો પૈસે, નીમકની ના હલાલી ત્યાં;
મળે છે ધર્મના પંથો, પરંતું ધર્મશ્રદ્ધા ક્યાં ?
મળે શણગાર પૈસાથી, નથી સૌન્દર્યતો મળતું;
મળે એકાન્ત પૈસાથી, નથી દીલ શાન્ત થૈ ઠરતું.

લક્ષ્મી સત્તા કશું આવશે સાથ ના,
તે દીને પૂર્ણ સંતાપ થાશે. ૫
પાપનો તાપ અગ્નિસમો લાગશે,
બાળશે દીલ ને દુઃખ થાશે;
હાય એ દીનની છે નકામી નહિ,
સ્વર્ગમાં સત્ય શિક્ષા ખમાશે ? ૬

---

## વિરોધ.

---

( ૩૫ )

# વાંસલડી.

વાંસલડી વાગી રે ! નંદ કુમારની !—એ ટેક.

કાલિન્દીને તીર બજાવે કા'ન જો,
નિદ્રાને ત્યાગીને ગોપી આવતી;
તૃણ ચરે ના, ગાયો સુણતી ગાનજો,
વાછરડાં સ્તન, મોમાં સ્થિર ઉભાં રહ્યાં—વાંસલડી૦

પશુ પક્ષી સૌ ગાન સુણે છે આજજો,
ને પર્વત પણ સ્તબ્ધ બની સુણી રહ્યો;
વનસ્પતિ પણ સ્થિર ઉભી છે આજજો,
કાલિન્દીનું વહન થયું પણ સ્થિર જો—વાંસલડી૦

જાણે ચિતર્યો ચિત્ર અનુપમ ચિત્રકે,
વાયુએ પણ ધ્યાન ધારે છે આજજો:
શાન્ત જગત સૌ સુણતું અનુપમ સુરજો,
સ્વર્ગ તજીને દેવ મળ્યા અંતરિક્ષમાં—વાંસલડી૦

ધન્ય ત્હને બંસી હો પોલી વાંસની,
ધન્ય જીવન તું શ્રી કરમાં સુહાયજો,
મુનીજન દુર્લભ, દેવ ત્હને પ્યારી ગણે,
ધન્ય જીવનના, અનુપમ લ્હાવા, રંગજો—વાંસલડી૦



# કહે તુજ પાસમાં છે શું ?

---

## ( કવાલી. )

જીવન પર્યંત તેં ધારી, કૃપણુતા એકઠું કીધું;
હવે આખર ઘડી આવી, કહે તુજ પાસમાં છે શું ?
દીઠા તેં દીનભિક્ષુકો, અપંગો, આંધળાં બાળો;
ન દીધું દાન કોડીનું, કહે તુજ પાસમાં છે શું ?
બની શાહુકાર લુટારો, હજારો છેતરી લીધાં;
જવાબો શું હવે દેશે ? કહે તુંજ પાસમાં છે શું ?
રડાવી કૈંકને હસતો, અને ગર્વે ફૂલાતો તું;
કહે શું હાલ છે ત્હારા, અને તુજ પાસમાં છે શું ?
ન રાખ્યા મિત્રને સ્નેહી, ન ચાલ્યા ધર્મના પંથો;
જીવનભર પાપ પર રાચ્યો, કહે તુજ પાસમાં છે શું ?
ગદર્ભે ભાર લાધેલો, અધૂરે માર્ગના છૂટયો;
મૂકયો વિશ્રામ છેવટનો, કહે તુજ પાસમાં છે શું ?
લીધી આશિષ ના કોની, ભલું ના કોઇનું કીધું;
રહ્યો પાખંડમાં રાચી, કહે તુજ પાસમાં છે શું ?
ન કીર્ત્તિ કોઇએ ગાશે, નહિ કંઇ આવશે સાથે;
થઇ મૃત્યુની તૈયારી, કહે તુજ પાસમાં છે શું ?

# ભૂમિને.



( ગઝલ. )

લીલુડા રંગની સાડી, ધરી'તી અંગ ઉપર તેં,
જડેલાં કોર છેડાને, રૂપેરી ફૂલડાંથી તેં;
ભ્રમર ગુંજાર કરતા'તા, મધુરાં ફૂલ ચૂમીને,
અનિલ તુજ ગાન ગાતોને, જતો તુજ પાદ ચૂમીને,

## જીંદગી.

આ પાન પિંપળનાં ખરે, કોટી જીવો જન્મી મરે;
ને તેજ પળમાં તડીતનું, થતું નાશ એવી જીંદગી !
ઋતુઓ ઘણી બદલાય છે, સરિતા વહન પલટાય છે;
શશી તેજ પણ ક્ષિણ થાય છે, સખી ! ટુંક એવી જીંદગી !
વાદળ ઘડીક નભમાં ફરી, સવિતા તટે ઘેરી વળે;
પળમાં પવન એંચી જતો, સખી ! ટુંક એવી જીંદગી !
લાલી ઉષાની તેહપણ પળવારમાં વિરમી જતી;
આખર ભરેલી જો નિરાશા, ટુંક એવી જીંદગી !
સાગર તટે ભરતી થતી, છોળો ઉછળતી જોરમાં;
આખર શમી જાતું બધું, સખી ! ટુંક એવી જીંદગી !
મદમોહ મત્સરમાં ભમી, સત્કર્મ કાંઇ કર્યું નહિ;
આવ્યું અમર રહેતું નથી, છે ટુંક સૌની જીંદગી.

અરવિન્દ.

કહી ત્યાં આવતાં ગાતાં, મધુરાં ગીત પંખીઓ,
અનેરૂ હાસ્ય તૂં કરતી, હતી આનંદની મૂર્તિ;
ઠરી'તી આંખડી મ્હારી, ત્હને જોઇને હરિયાળી
પરંતું હાય ! શું આજે, ત્હને મ્હેં નગ્ન કાં ભાળી ?
નથી ગુંજાર ભમરાનો, નથી ત્યાં ગાન પંખીનાં,
નથી આનંદ તૂં ઉરે, નથી એ વસ્ત્ર લીલુડાં;
નથી ફુલ ફોરતાં આજે, જીવન તુજ શૂન્ય કાં દીસે ?
થઇ વૈધવ્યની મૂર્તિ, ભુમિ રડતી અરે ! દીસે !

---

## દેવકન્યા.

---

### ( હરિગીત. )

મણીપુર નામે ગામમાં, દ્વીજ દંપતી વસતાં હતાં,
દારિદ્રથી દુઃખવા સદા, ઇશ યાચના કરતાં હતાં;
ઓ દેવ ! કન્યા એકદે, ઇચ્છા બીજી ઉરમાં નથી,
બસ એજ છે અમ યાચના, ધનમાલને ચ્હાતાં નથી. ૧
કાર્તિક શુકલ ચતુર્થી, મંગળવારનો શુભ દીન છે,
રૂપરૂપના અંબારમય, એ દેવ કન્યા જન્મ છે;
પુત્રી પ્રસવથી અવનનો, આનંદ પામ્યાં દંપતી,
આનંદમાં દીન નિર્ગમે, પુત્રી ઉછેરે પ્રેમથી. ૨
થઇ વર્ષ કન્યા સાતની, વર શોધ પણ ચાલુ થઇ,
મુડદા ઉપર જ્યમ ગીધ ફરે, ત્યમ માગણી ચાલુ થઇ;

છે રૂપનો ભંડાર કન્યા, ખોડ ખાંપણ છે નહિ,
બસ પાંચડા પર શુન્ય ત્રણ, એથી કમી બનશે નહિ. ૩
વય, કુળ, વિદ્યા, રૂપ, કે મિલ્કત તણી કિંમત નથી,
બસ માગણી પૂરી કરો, વાતો બીજી કરવી નથી;
ક્ષય રોગનો દર્દી અને, ઉમ્મર હતી સીતેરની,
પણ લગ્ન કરવા કન્યકાથી, ઉરમાં ઇચ્છા હતી. ૪
ઘરબાર વેચી સાટીને, આ નીચ ઘર વેચાઇને,
કીંમત પુરી આપો ભલે, માબાપ દુષ્ટ કસાઇને;
જો ભાગ્ય વિધાતા લખે, કે પાલકો આલમ મહિં,
એ ખેલ છે ન્યારો, નઝર ત્યાં કોઇની પ્હોંચે નહિ. ૫
નિર્દોષ ન્હાની દેવકન્યા, ઢીંગલે રમતી હતી,
સૌભાગ્ય ના, દુર્ભાગ્યના, કૈ ખેલના જોતી હતી;
પરણી ગઇ, ગૃહીણી થઇ, વહુઆરૂ ન્હાની એ બની,
પણ બાળપણ ના કારણે, પતિગૃહ જઇને ના રહી. ૬
થઇ પૂર્ણ ફર્જ અદા, અહીં માબાપ આનંદે ફરે,
નિજ પુત્રીના પૈસા લઈ વિલાસમાં ખુશી રહે;
બે માસ પૂર્ણ થયા નથી, રે હાય ! કાગળ આવીયો,
નિર્દોષ ન્હાની દેવ કન્યા. વિધવા કહીને ગયો. ૭
કોણે ઘડયું દુર્ભાગ્ય આ ? કોણે હણ્યું ફુલ કુમળું,
સુકુમાર જીવન ધૂળમાં, કોણે અરેરે ! મેળવ્યું ?
નિર્દોષ બાલ્ય કુમારિકા, ના ભાગ્યમાં લખ્યું હશે ?
ના ના નથી નિષ્ઠુર, વિધાતા ભાગ્ય કૂર લખ્યું હશે ! ૮
આ લગ્નનું નાટક થયું, શું શાસ્ત્રનો આધાર છે ?
લઇ દામ વેચો દીકરી, એ શાસ્ત્ર આજ્ઞા સાર છે ?

જો જો ! રડે માતાપિતા, માથાં ફૂટે, છાતી ફૂટે;
રે કન્યકા સૌભાગ્ય જાતાં, કેમ જીવન ના છૂટે ? ૯

કન્યા નસીબની પાતળી, સૌભાગ્ય રે પણ ના રહ્યું,
શી રીત જાશે જીંદગી, ના સાસરે કૈં છે રહ્યું;
રડવું મૂકી માતા ઉઠી, કર બંગડી છીનવી લીધી,
રડતી રહી રે દેવકન્યા ! હાય મા તેં કાં લીધી ? ૧૦

જાણે નહિ આ ખેલશો, ભજવાય છે આલમ તણો,
હાથે કરી છીણી મૂકી, હાવે બળાપો થાય છે;
રે ! કન્યકાની જીંદગીનું, નૂર ધૂળ સમુ થયું,
પણ દોષ કોને ? હે વિધાતા ભાગ્યકાં આવું ઘડયું ? ૧૧

ઓ આર્ય પુત્રો સુણશો ? કે દેવ કન્યાઓ રડે,
માતા પિતાના સ્વાર્થ ખાતર. ક્રૂર રૂઢીમાં બળે;
ના કોઇ આશ્રય આપતું, દીલ કોઇના સત્કારતું,
એ છે નસીબની પાતળી, ધિક્કાર સૌ કો આપતું. ૧૨

દેવે વિહારો જ્યાં કર્યા, જ્યાં સ્વર્ગ નંદનવન હતું,
એ હિન્દના બેહાલનું, શું મૂળ ના જડતું હજું ?
ધિક્કાર છે ઓ રાક્ષસો, નિજ પુત્રીનું લોહી પીઓ,
દીલમાં શરમ કાં નાધરો, ફીટકાર તમને છે જુઓ. ૧૩

આંસુ સરે નિર્દોષનાં, એ બીન ગુનાહ કુસુમનાં,
દયાંથી સુખી સંસારની, આશા તમોને સ્વપ્નમાં ?
શું લગ્ન ના આદર્શ છે, શું દંપતીનો ધર્મ છે,
એ જાણજો સત્કાર જો, એ વીણુ જીવન ધૂળ છે ! ૧૪

( ૪૨ )

## લક્ષ્મીને !

( ગઝલ. )

લક્ષ્મી ! સૌભાગ્યની દેવી, બધું સૌભાગ્ય ત્હારાથી;
વિના ત્હારાજ દૂર્ભાગી, મનુષ્યો વિશ્વમાં દીઠાં !
ફરે ધનવાન આનંદે, સલામો સૌ કરે તેને;
અને ધનહીનને ધક્કા, ખરેખર તૂં ખવાડે છે !
ભર્યું પૉકેટ પૈસાથી, હજારો ખીજમત દારો;
નથી જે પાઇ પાસે તો, પછી ભારી ખુવારી છે !
સગાં, સ્નેહી અને મિત્રો, ચહે જે લક્ષ્મી પાસે તો;
નહિ તો લાત મારે છે, ખરે ! સૌભાગ્ય લક્ષ્મી તૂં
કૃપા જો હોય ત્હારી તો, બને છે મૂર્ખ પંડિતો;
વિના ત્હારા ન પંકાતા, ભલે પંડીત પણ હોયે !
બધા સદ્ગુણને સૌન્દર્ય, ને સુખ શાન્તિનાં સ્થાનો;
હશે તૂં ગેરહાજર તો, નકામું લાગશે જગને !
રહ્યા છે સર્વ સદ્ગુણો, જગતમાં લક્ષ્મીની સાથે;
કરે કૂકર્મ ઝાઝાં પણ, ફરે છે સદ્ગુણી થઇને !
કરે ઉપાસના ત્હારી, બધાં આબાલ વૃદ્ધો એ;
ખરેખર જીંદગીનું નુર, જાણે તૂંજ લક્ષ્મી છે !



## પંખીડાંને.

### ( શીખરીણી. )

ફરો છો આનંદે, દૂરદૂર વને ને ગગનમાં;
વસો છો આનંદે, રમણિય પ્રભુના સદનમાં,
ત્હમારે માટે તો, વહી રહી અહા નીર સરિતા,
પિતાં પાણી ગાતાં, ગીત મધુર વ્હાલાં પ્રભુજીનાં.
હવા તાજી આવે, કુદરત બધી દૃષ્ટિ પડતી;
મઝા ના ના વિશ્વે, જરીય જનને ક્યાંઇ જડતી;
ખીલે ચંદા ત્યારે, તમ પર કરે વૃષ્ટિ અમિની,
પ્રભુની છાયામાં, સુખદ કંઇ નિદ્રા અનુભવી.
પડયાં બંધી ખાને, અરર જગનાં માનવ બધાં;
ત્હમે છૂટાં મ્હાલો, સુખથી અહિં પંખીગણુ બધાં;
જનો બિચારાં તો, અતિશ્રમ કરીને વિરમતાં,
છતાં મીઠી નિદ્રા, જરીય નવ કોઈ અનુભવે.
પ્રભુની સૃષ્ટિમાં, અધિક સુખ શાન્તિ ભરી હશે !
પ્રભુની સૃષ્ટિમાં, અમર રસ લ્હાણી થતી હશે !
કૂડા વિશ્વે ક્યાંથી ? સુખ તણી જરા આશ કરવી ?
જડાઇ જંજીરે, ગગન પર શી સ્હેલ કરવી ?
નથી ઇર્ષ્યા વ્હાલાં, નથી તમ હૃદે એ કુટિલતા,
નથી આશા તૃષ્ણા, નથી તમ હૃદે દુષ્ટ ખગતા;
અહા ! જો દે આવી, કદીય મુજને જીંદગી પ્રભો !
બનું આનંદીને, હરનિશ સ્મરૂં નામજ પ્રભો !

## સાચો સજ્જન.

( ઉપજાતિ. )

પ્રભાવ જેનો યશ પૂર્ણ હોયે,
હરિ કથામાં દીલને પરોવે;
લાગે મધુરાં નિજ ધર્મ સુત્ર,
દયા અનેરી ધરતા સુપુત્ર. ૧
જીવ્હા વિષે શંકર નામ પ્યારૂં,
દયાઈ છે અંતર આપ કેરૂં;
લક્ષ્મી વરી છે, યશ પૂર્ણ જેને,
સુભાષિતો છે, અતિપ્રિય તેને ૨
ખરેખરો બ્રાહ્મણ ધર્મ દ્વિજ,
રાચે સદા ધર્મ પ્રસાદ થીજ;
મહા જનોનો સહવાસ ધારે,
વેદાર્વિન્દે બહુ હેત ધારે, ૩

" અરવિન્દ "

## જીવન સખિને.

રસ વેલડી ! વ્હાલપ ભરી, જીવન સખિ !
તુજ સંગ અમૃત પાન, સમ લાગે સખિ !
ત્હારા નયનનું સ્મિત, દ્રષ્ટ પડે સખિ !
ભૂલું હજારો વેદના, રહેજે સખિ

બોલે મધુરા બોલ, કોકિલા સખિ !
તેથીય મીઠા બોલ, ત્હારા હો સખિ !
આમ્ર ડાળે બોલતી, કોયલ સખિ !
ગૃહ કુંજમાં તૂં બોલતી, વ્હાલી સખિ !
જોઇ મૃદુતા સર્વે ત્હારામાં સખિ !
સૌન્દર્યનો ભંડાર, મ્હારો તૂં સખિ !
સૌભાગ્યનો શ્રૃંગાર તૂં જીવન સખિ !
દેવાંગના તૂં, દેવ હું, જીવન સખિ !
નિઃસ્વાર્થ મૂર્તિ પ્રેમની, જીવન સખિ ?
સાફલ્ય હોજો જીંદગી, જીવન સખિ;
લાગે અરણ્યે વાસ, વ્હાલો હો સખિ !
રણુ આંગણે આનંદ છે, વ્હાલી સખિ !
છોને ગરીબીમાં રહું, જીવન સખિ !
હો પ્હાડ પર વસવું પડે, જીવન સખિ !
મૃત્યુ તણી પરવા નથી, જીવન સખિ !
તૂં એકલી આનંદ, મૂર્તિ છે સખિ !
ત્હારી નથી આલમમહિ જોડી બીજી,
કોઇને હૃદયના પ્રેમથી ન્હાવું નથી;
આ જન્મભર જુદાં સખી થાવું નથી,
આ ઝુંપડી મુજ સ્વર્ગ છે, વ્હાલી સખિ !



( ૪૫ )

## આપને મુબારક હો !

ખુશામતની ખુશાલીને, તમારા પ્રેમનો પર્દો;
હૃદયના સૌ ભલા ભાવો, મુબારક આપને હોજો.
તમારે આંગણે આવ્યા, તમે સત્કારના કીધો;
હવે બ્હાનાં બતાવો તો, મુબારક આપને હોજો.
હમારા દીલનાં દર્દો, તમોને પાડવ્યાં પ્રેમે;
બતાવી શુષ્ક દીલશોઝી, મુબારક આપને હોજો;
પરંતુ, પણ બતાવીને, હમોને છેતરી લીધા;
હવે ના છેતરાવાનું, મુબારક આપને હોજો.
હમારે ઇશ્વરેચ્છા એ, મળ્યું તેમાં મઝા માણી;
તમારી લાગણી સારી, મુબારક આપને હોજો.
સગાં સહુ સ્વાર્થનાં જાણી, ખુશામત ના હવે કરવી;
તમારો તે વડો વૈભવ, મુબારક આપને હોજો.

" અરવિન્દ. "



## જીવન નૌકા.

જીવન તમારૂં નૌકા જેવું જાણજો,
સુકાર્ન એ તેના પણ બે પરમાણુ જો;
પ્રથમ આત્માને બીજાને મન જાણજો,
એ બનેના વિધવિધ પંથ પિછાન જો.

આત્મા ચાહે, પરમ પ્રભુનો ધામજો,
મન ચાહે છે, દેહતણો આરામ જો;
જીવન નૌકા નિજ પંથે હંકારવા,
સુદ્દે ચઢતા, મન આત્માને જાણવા.
મનડું હારી નૌકાને ડૂબાવશે,
ક્ષણિક સુખોથી જરૂર તને લોભાવશે;
આત્મા હારી નૌકા પાર ઉતારશે,
અખંડ સુખ આપી ભવ સાગર તારશે.
જીવન નૌકા આત્માને સોંપી દઇ,
વિચરજો કંઈ પરમ પ્રભુને પંથ જો;
દિવ્ય ધામમાં દિવ્ય જીવનને ગાળવા,
પ્રેમ ધરી નૌકાને પાર ઉતાર જો.

" અરવિન્દ. "



## જગદ્ગુરુ પધારોને !"

અમીમય આંખડી ત્હારી, બતાવા, નાથ ! આલમને·
સુધાનાં પુર રેલવવા, " જગદ્ગુરુ પધારોને ! " ૧
બનેલી દીલની દર્દી, ભિખારી દીન આલમને;
હવે આરોગ્યતા દેવા, "જગદ્ગુરુ પધારોને ! " ૨
અમર રસ સિંચવા, બાપુ ! જીવન આલમ મહિં દેવા.
રહ્યાં છે રાહ જોઇને, " જગદ્ગુરુ પધારોને ! " ૩
અનીતિને અધર્મોથી, પિડાતા જે પળે સાધુ;
પધાર્યા છો; ભરી આશા, " જગદ્ગુરુ પધારોને ! " ૪
ભુલાવી સ્વાર્થતા સૌને, બતાવા પંથ સેવાનો;
પ્રભુતાને જ પ્રસરાવા, " જગદ્ગુરુ પધારોને ! " ૫
રૂડા એકિસ્તના જેવી, બનાવા, નાથ ! આલમને;
વિનંતી ધ્યાનમાં ધારી, " જગદ્ગુરુ પધારોને ! " ૬
હમારી પૂજ્ય મૂર્તિની, બધે જોવાય છે રાહો;
દયા દૃષ્ટિ કરો વ્હાલા, " જગદ્ગુરુ પધારોને ! " ૭
ભુલેલા ભાનને ભુલાં, પડેલાં એ ભવારણ્યે;
હવે તો એજ ઉચ્ચરતાં, " જગદ્ગુરુ પધારોને ! " ૮

બાલ—મંદિર. } નારાયણલાલ ન. ઠાકર.
આઝોલ. }

# આશા—નિરાશા.

આશા મહિં નિરાશા, લાખો જને લીધી છે,
હોયે અનેરી આશા, ઉરમાં ધરી કીધી છે;
મૃગજળ પીવાને આશે, મૃગલાં ભમી રહે છે,
આકાશ કુસુમ લેવા, કંઇ એ ચઢી પડે છે. ૧
કાન્તા, કનકની આશે, ઘેલા જનો બને છે,
દુર્દૈવ કોપતાં હા ! અશ્રુ સરી પડે છે;
જગ રંગવા બધું આ, કંઇએ નિશો કરે છે,
રંગાયના પછી તો, નિરાશ થઇ પડે છે. ૨
સંકલ્પના સમુદ્રે, લ્હેરો ઘણી ચ્હડે છે,
આશા થતી નિરાશા, સ્વપ્નો જૂઠાં ઠરે છે;
છે વ્યર્થ સર્વ આશા, કોઈ પુરી થતી ના,
સંતોષ ધારવાનું, હોયે જનો શીખે ના. ૩
જૂઠા પ્રપંચ ધારે, આશાની તૃપ્તિ અર્થે,
શીદ કાળ તું ગુમાવે ? આશા થશે નિરાશા.
આશા તરંગ જેવા, કુરંગ ને હણી ને,
સંતોષ ધારજે તું, શ્રી નાથને સ્મરી ને. ૪



## ( ૪૯ )

## હમારા પંથમાં આવો.

---

( ગઝલ. )

જગત જંજાળ છોડીને, પ્રભુથી પ્રિત જોડીને;
અલક અહાલેક ઉચ્ચારી, હમારા પંથમાં આવો !
નથી જ્યાં જન્મવું મરવું, નથી જ્યાં ક્લેશને દ્વેષો;
અમર આનંદ લેવાને, હમારા પંથમાં આવો !
નથી જ્યાં ફેર બદલીના, કદી હુકમ લખાવાના;
નથી ત્યાં શેઠ કે કાજી, હમારા પંથમાં આવો !
અમારે રોજ હદ્દેઝત છે, ખુદાઇ જામની સારી;
મઝાએ માણવા માટે, હમારા પંથમાં આવો !
કરીશું પ્રેમથી મસ્તી, ગજાવી ૐનાં ગાનો;
જગાવા સત્ય જ્યોતિને, હમારા પંથમાં આવો !
પ્રભુનાં ગાન ગાવાને, પ્રભુને પૂજવા માટે;
અમરતા પામવા માટે, હમારા પંથમાં આવો !



# બાલુડાંને.

[ વસંતતિલકા. ]

ખીલે વસંત રૂતુમાં, વનની લતાઓ,
ખીલે કુસુમ કુમળાં, સુરભિ ભરેલાં;
આનંદ પ્રકૃતિ ધરે, દીલ શોક હારે,
એવાં વસંત સમ, બાલક શોક હારે.

( ૫૦ )

## શરાબી.

---

( ગઝલ. )

અમે તો મસ્ત મસ્તાના, શરાબીમાં મઝા ધારી;
બિરાદર ! આવજે પીવા, શરાબીની ભરી પ્યાલી !
દિવાના છો કહે આલમ, નથી પરવા જરા તેની;
પીવાના પ્રેમને માટે, પ્રભુના નામની પ્યાલી !
તજીદે સર્વ ગમગીની, તજીદે સર્વ લજ્જાને;
અમરતા પામવા માટે, જરા પીજા શરાબીને !
શરાબી સુર છે મ્હારો, શરાબી નૂર છે મ્હારૂં,
શરાબી ધૂન છે મ્હારી, શરાબી ધ્યાન છે મ્હારૂં !
નથી કંઇ સ્વર્ગ દુનિયાની, મને દરકાર થોડીયે;
પ્રભુના નામને માટે, અમારી એ શરાબી છે !
પીધી તેણે મઝા લીધી, અનેરી જીંદગાની ની;
અનેરી ભક્તિનું વારિ, પીઓ પ્યાલી શરાબીની !

ફેરે દ્રુમો દીલહરે, વનની લતાઓ,
ને મંડપો ઉરમહિ, ચિર શાન્તિ આપે;
આનંદ સૌરભ ભર્યાં, નવલાં મધુરાં,
વંદું સદા, જગત વંદન બાલુડાંને !
નિર્દોષ, નિસ્પૃહી અને વળી મૌન બાલ,
મુંગાં રહી કંઇ કિતાબ પઢાવનાર;
આલ્હાદ વિશ્વ ભરતાં, કુમળાં મધુરાં,
વંદું સદા, જગત વંદન બાલુડાંને !
દૈવી ભૂમિ મહિ વિહાર બહુ કરીને,
શ્રી મુખથી શ્રુતિ તણાં શ્રવણો કરીને;
આવ્યાં તમે અલખ મંત્ર ઉચ્ચારવાને,
વંદું સદા, જગત વંદન બાલુડાંને.
પ્રકૃતિ દેવી વિલસે, બહુ હાસ્ય ધારી,
તેને રહ્યાં નીરખી, ચક્ષુ તમે પસારી;
જાણે સૃજેલ જગને, અહ નિર્ખવાને:
આ વિશ્વરૂપ પ્રભુનાં, પ્રિય બાલુડાં છો.
ઔદાર્યની મધુર મૂર્તિ, દીગંબરી તું !
જાણે કરે જગતમાં, અદ્દભુત જાદુ;
તૂં દેવ દુર્લભ છતાં, જગમાં વિહારે,
ઓ દિવ્ય મૂર્તિ, પૂજવા સમ પાત્ર મ્હારે !

( ૫૨ )

## અમારી રાહદારી.

રાહ ન્યારો છે હમારો, માનશો કોઇ નહિ;
મસ્તી હમારીમાં ડખલ, કરશો તમે કોઇ નહિ.
આનંદમાં રહેવું અમારે, ને તમે ગમગીન છો;
ગમગીન ચ્હેરે કોઇ દી, મ્હારી નજર ફરશો નહિ.
લાલચ અનેરો આપને, આહી ફકીરી છે અમે;
એ લાલચુ દીલ આપનું, કોદી અહિં ખૂલશો નહિ.
સૌન્દર્યના ઉપભોગમાં, ભારી મઝા માણો તમે;
પૂજક હમે સૌન્દર્યના, દીલમાં નહિ ચ્હાશો તમે.
છે ક્રોધ પ્યારો આપને, રકેદ પાપકર્મોમાં ખુશી;
પણ પ્રેમ છે જીવન હમારૂં, આવશો કોઇ નહિ.
કરતા તમે ફૅશન મહિં, કંઇ ઑર ઠાઠ જમાવતા;
ચોળી ભભૂતિ દીલપર, ફૅશન અહી ગમશે નહિ.
જીવન તમારૂં જાણજો, છે ચોઘડીની ચાંદની;
બનશો નહિ નિર્દય, અમારી રાહદારી પ્રેમની.
ઝખ્મો પડયા દીલમાં ઉંડા, રૂઝાવવા ફરતા અમે;
હકીમ ના કોઇ આવશો, આ રાહદારી ના ગમે.

## " ગુરુજીની મઢુલી ! "

સરિતા કિનારે પેલે તીર; દેવાંશી વહાલાં !
  મઢુલી ગુરુના પેલે તીર !
આશ્રમ શો શ્વેત ગુરુનો; પુષ્પો શો બોલ ગુરુનો;
આનંદ આપે એ લગીર ! દેવાંશી વહાલાં !
આત્મોન્નતિ કેરા ભાવો, થાવા જગ સેવક લ્હાવો;
સેવાને આવજો લગીર ! દેવાંશી વહાલાં !
નિઃસ્વાર્થ જીવન સરિતામાં; ખડકો સમ સ્વાર્થ નડે ના;
નડતર વિણુ રેલે એ લગીર ! દેવાંશી વહાલાં !
ન્હાવું સ્હેતું વ્રતધારી, ફળની આશા વિસારી;
કર્મો ગુરુચરણે ધરો વીર ! દેવાંશી વહાલાં !
ભક્તિ ભગવતની કરવી; સદ્‌ગુણુની માળા ધરવી;
સત્ ચિત્ આનંદ એ લગીર ! દેવાંશી વહાલાં !

---

## સારંગીને–

---

( મંદાક્રાન્તા. )

તારો તારા ઝણુઝણુ કરી, ઉઠ મીઠી મધુરી,
સુરો ત્હારા પ્રકમ્પ હવે, ઉચ્ચ આલ્હાદ દાયી;
શું વ્હેતાં આ ઝરણુ અહિં જે, તુજ સંગીતમાંથી, ?
ને આ પુષ્પો સુરભિ ચૂસતાં, તુજ સંગીતમાંથી ?

આડા ઊંડા સરળ વહતા, વેગ વાળા વહેને;
ને ગીરિના ખડક મહિં એ, ગર્જનાઓ કરે છે;
ગર્જી ઉઠે તુજ સુર વડે, મંડપોની લત્તાઓ,
ત્હારા સુરે ઉડી પણ જતા, દીલના શોક મોહો,
ખેંચી રાખે પુરથી વહતા, અશ્વને વીર યોદ્ધો,
શાન્તિ પામે, સ્થિર થઇ અને, સૂણતો ગાન યોદ્ધો;
શું આ પંખી ક્રૂર પણ અહા ? આજ ઘેલું બને છે ?
હિંસા વૃત્તિ તજી દઇ અને, નિંદ અંકે સૂવે છે !

## તે દીન કેમ ભૂલાય ?

લગ્ન જીવનની સપ્તપદીની, આજ્ઞા ના વિસરાય,
તે દીન કેમ ભુલાય, સખિરિ ! તે દીન કેમ ભુલાય ?
પ્રેમ લગ્નની કરી પ્રતિજ્ઞા, ભવાબ્ધિ તરવા કાજ;
તે કેમ કલંકિત થાય, સખિરિ ! તે દીન કેમ ભૂલાય ?
સુખ દુઃખનો સહવાસ, સખા એ સપ્તપદીનો સાદ;
ઉભય આત્મનું ઐક્ય, સખિરિ ! તે દીન કેમ ભુલાય ?
વિશ્વ ઋણને, પિતૃ ઋણથી, મુક્ત થવાને કાજ;
એ જગ સેવાની લ્હાણ, સખિરિ ! તે દીન કેમ ભૂલાય ?
ઋણાનું બંધે મળ્યા આપણે, લગ્ન ગ્રંથીમાં જડયાં આપણે;
બસ પૂર્ણ પ્રતિજ્ઞા થાય, સખિરિ ! તે દીન કેમ ભૂલાય ?

( ૫૫ )

## તો શું ?

---

( ગઝલ. )

કરી મસ્તી જગે મ્હાલ્યા, બીજાંના પેટ પર ચાલ્યા;
કદી ના દીન કર ઝાલ્યા, નહિ મસ્તી કરી તો શું ?
ઘણી તેં મેળવી લક્ષ્મી, કૃપણુતા ખુબ ધારીને;
ન કોડી દાન પણ દીધું, કદી નિર્ધન રહ્યા તો શું ?
બની એફેલ બી ભાઇ, ફર્યા થઇ ફાંકડા ફક્કડ;
કર્યો ના જ્ઞાનનો સદ્વ્યય, કદી મૂર્ખા રહ્યા તો શું ?
બનીને વૈદ્ય કે ડૉક્ટર, દવાખાનાં ઉઘાડયાં કૈં;
દવાના દીનની કીધી, નહિ ડૉક્ટર થયા તો શું ?
હૂકમ જો અન્યને કીધા, ન કોની દાદ જો સાંભળી;
ગયો અધિકાર એજ તો, અગર જો હોય એ તો શું ?
દીપક લેઇ પડયા કૂપે, રડયા વાગ્યા પછી ઝાઝું;
કુકર્મોમાં મચી રહીને, કદી જીવ્યા મૂઆ તો શું ?

---

## બુદ્ધનો ગૃહ ત્યાગ.

---

લક્ષ્મી અને સત્તા, નકામું છે બધું;
આ મ્હેલને વૈભવ, નકામું છે બધું !
માતા, પિતા, દારા, નકામું છે બધું !
માયા મહીં ગુથાયલું, દીઠું બધું !

ત્યાગી દઉં વ્હાલી પ્રિયાને બાલ આ,
આ રાજ્ય વૈભવ ત્યાગવા ઉદ્ધાર આ;
દુઃખી જગતને કાજ જંગલમાં જઇ,
તપ આદરૂં કે દિવ્ય સિદ્ધિ પામવા ! ૨

ના ના મ્હને માયા ફસાવી ના શકે,
ના વૈભવો લલચાવનારા છે સખે !
જો ચંદ્ર આ ખીલી રહ્યો છે પૂર્ણિમા,
આવ્હાન દેતી ચંદ્રિકા ચમકી રહી ! ૩

સાધુ સમાધિ પ્રાપ્ત કરવા સત્યને,
દુઃખ મૃત્યુ ને રોગો નિવારી જગતને–
આદર્શ આપું એક હું આનંદનો,
જા અશ્વકર તૈયાર વ્હાલા સારથિ ! ૪

બાપુ ! જરા થોભો ! જુઓ આ સુંદરી,
ખુબ ખેદમાં ડૂબી જશે, નગરી બધી;
આ બાલ સુંદર, માત, પિતા, રાજ્યને,
ત્યાગી અને દુઃખ વેઠવાનું ના બને ! ૫

મહા મ્હેનતે મળતું નથી જે કોઇને,
તે પૂર્વના પૂણ્યે મળ્યું છે આપને;
ગાંડાઇ ના બાપુ કરો, ધીરા પડો,
કૌમાર છો, ઉન્માદ આ શાને ધરો ? ૬

ના ના હવે હઠ છોડ વ્હાલા સારથિ !
તૈયાર કર તું અશ્વ હું ચાલ્યો જઉં !

## મૃત્યુ.



ઝુલણા છંદ.

વૃદ્ધ આબાલ તારૂણ્યમાં આવતું, હારમું ક્રૂર મૃત્યુ જણાયે,
સ્નેહીના સ્નેહને તોડવી છોડવી, અશ્રુ ભીનાં કરીદે સદાયે;
રાજવી રાજ કાયા સુકોમળ અને, બેકનો એક હો પાટવી તો,
મૃત્યુ શૈયા મહિં એકઠી પોઢતા, કબ્રમાં કંઇક તો એમ સુતા.

જાણે નહિ, બાપુ ખબર પડશે પછી,
ના વાત કરતો કોઇને મ્હારી કશી ! ૭
આલમ બધી મેં આત્મવત્ માની લીધી,
દર્દી બિચારી રોગની પારખ લીધી;
દુઃખી હૃદય મ્હારૂં થયું છે સારથિ !
જગ સુઃખ કાજે ત્યાગવું સૌ સારથિ ! ૮
જો રોગને મૃત્યુ નિવારી ના શકું,
તો જીંદગી વિશ્વે હવે હું ના ધરૂં !
જાણીશ હું, જોઇશ એના મૂળને,
ભટકીશ આલમમાં બની ભિક્ષુક ને ! ૯

* * *

જગ દુઃખને કાજે ત્યજ્યાં સૌ સુખને,
નિજ સુંદરી છોડી ગયા ચાલી વને !
જઇ વૃક્ષ નીચે ધ્યાન માંડયું ઇશનું,
પામ્યા સનાતન સત્ય તે પરબ્રહ્મનું ! ૧૦

મૃત્યુ પામેલ ના કોઇ જીવતું થયું, મૃત્યુની ગૂઢતા ના સમજાઇ,
સ્નેહી, સંબંધીઓ, મિત્રને બાંધવો, આખરે થાકતા રોઇ રોઇ;
લક્ષ કોટી જનો ગર્ભમાં ધારતી, લક્ષ વર્ષો તણી યાદ ધારે,
હોય યાદી નથી મૃત્યુની ત્યાં લખી ! કોઇની કાંઇ ભૂમિ કિનારે.
જન્મ જેનો થયો નાશ તે પામતું, ફેરના એ મહિં લેશ આવે;
વજ્રકોઠી મહિ જો કદી દાટશે, હોય એ મૃત્યુને પાશ આવે;
કોઇને કોઇ દીન છોડતું એ નથી, રંકને રાય છે એક આરે,
દુઃખ ભુલાવતું, સંકટો ટાળતું, સ્નેહીનાં અશ્રુઓ સારવે રે !

---

## અતિથિ સત્કાર.

### હરિગીત.

વિશાળ એક અરણ્યમાં, રહે પારધિ હિંસક અતિ,
બહુ શ્યામ વર્ણે; રક્ત લોચન ક્રોધથી રહેતાં અતિ;
છોડી ગયા નિજ મિત્ર, બંધુ, ક્રૂરતા જોઇ અને,
કયાંથી રહે સુજન અરે ! એવા કુટિલની સોબતે ?

### ઉપેન્દ્રવજ્રા.

અરણ્યમાં એક દીને ઉભો' તો, વંટોળીયો જોરથી આવતો' તો;
પ્રચંડ વૃક્ષો પળમાં ઉડાડી, સુબોધ એ પારધિને કરંતો.
આકાશ ત્યાં વાદળથી છવાયું, તડિતનું તેજ તહિં જણાયું;
પાપી તણા પુર્ણ વિનાશ કાજે, છાયું હશે પુર્ણ તિમિર આજે.
વર્ષા વડે તૃપ્ત કરી ભૂમિને, વ્યાકૂળતા પાડતી પારધિને;

સ્થળે સ્થળે નીર ભર્યું જણાયે, ન રાહ ખુલ્લો રજ ત્યાં જણાય.
વ્યાકુળ ચિત્તે ધ્રૂજતો ફરીને, આરામ માટે સ્થળ ગોતતો તે;
પાસે દીઠું પિંજર એક રૂડું, દેખી કપોતી, દીલ થાય કડું.
પાપીષ્ટના પાપ તણી સીમા ના, દુઃખો પડે ત્હોય ધરે કડુતા;
દીઠું તહિં વૃક્ષ વિશાળ એક, નિવાસવા ત્યાં કરતો વિચાર.

### અનુષ્ટુપ.

પરોપકારને કાજે, કોઇ મહાપુરૂષ એ,
પસારી ડાળીઓ ઉભો, એવું સુંદર વૃક્ષ એ.

### હરિગીત.

નિર્મળ થયું આકાશ ને, વળી ચંદ્રિકા ચમકી રહી,
રમણિયતા નિરખી, હૃદય શાંતિ ખરેખર ત્યાં થઇ;
રાત્રિ ઘણી વીતી હતી, નવ રાહ ખુલ્લો છે કંઇ,
આરામ લેવા પારધિને, ઉરમાં ઇચ્છા થઈ.
કીધી પથારી પત્રની, શિલાનું ઉશીકું કરી,
આકાશ ચાદર ઓઢીને, એ પારધિ સુતો તહિં,

### ઉપેન્દ્રવજ્રા.

જેને હતી પારધિએ હરેલી,
માળા થકી બ્હારજ નિકળેલી;
સ્વામિ જુએ રાહ કપોતનિનો,
નારી નથી કેમ હજુય આવી ?
નારી વિના માળ શ્મશાન તુલ્ય,
ને સંપત્તિનું નવ લેશ મૂલ્ય;
હો પુત્ર, પૌત્રો થકી સર્વ પૂર્ણું,
નારી વિના સર્વ રહે અપૂર્ણું.

કદી ન આવે નીજ નાર પાછી,
તો જીવવું ના મુજને કદાપિ;
સુખે સુખી, દુઃખ થકી દૂભાતી,
જે પૂર્ણ સ્નેહે મુજનેજ ન્હાતી.
મધુર વાણી, વળી આજ્ઞા–ધારી,
ગતિ ખરે ! હંસ સમી પ્રિયાની;
જેને હશે મુજ સમી પ્રિયા તે,
પુરૂષને ધન્ય સદાય છે કે.

\+ × × ×

વિના ગૃહીણી ગૃહ વા અરણ્ય;
ન ભેદ ભાસે અવશેષ મન્ય.

મન્દાક્રાન્તા.

સૂણ્યા તેણે પિયુ હૃદયના, પ્રેમના ઉદ્‌ગારો,
બોલી ધીમે, પ્રિય પતિ ત્હમે, પારધિને ઉગારો !
હત્યા કોઇ દ્વિજ વર તણી, ગાયની યે કરે તો,
શારણ્યોની કદી પણ કરે, પાપ એવું ઠરે ના.
ક્ષુધાથી જે પિડીત થઇને, પારધિ આ સૂતો છે,
પ્રાતઃકાળે મુજ જીવનની, 'યજ્ઞ' આહૂતિ ત્યાં છે !
કોઇ બીજી સદ્‌ગુણ વતી, પત્નિને પામજો હો,
મૃત્યુ પામી, સ્વર્ગ વસવા, જાઉં છું, પ્રિય ! હું હો.

ઉપેન્દ્રવજ્રા.

છે જીંદગાની સુખ સ્વપ્ન જેવી, જે નક્કી છે નાશ અરે થવાની;
તે અન્યને કારણ અર્પવામાં, ભરી મઝા છે બહુ આજ ભારી.

પછી થયું દિવ્ય પ્રભાત જ્યારે; ઉડી ગઇ પારધિ નિંદ ત્યારે;
ક્ષુધા થકી તેજ હતો પિડાતો, તે વૃક્ષ ડાળે રહતો કપોત.

મન્દાક્રાન્તા.

આ પારાર્ધિ ! મુજ અતીથિ થૈ, આંગણે આજ આવ્યો,
ચિંતા છોડી, હુકમ મુજને આપવા કાંઇ લાવ્યો ?
ઇચ્છા ત્હારે હૃદય ઉપજી, ત્હેય જાણી શકું છું,
પત્નિ સાથે મુજ જીવનનો, ભોગ આજે દઉં છું,
" જો જો વિશ્વે પ્રભુ તણી ભરી જે મૃદુતા, પ્રભુતા,
" પંખીડાં એ અતિથી પુજને, હોમતાં નિજ દેહ ! "
ટાઢે ધ્રુજે ઉરધરી દયા, પારધિ ઉપરે ને,
પત્રો ભેગાં કરી કરી મહિં, અગ્નિનો સ્પર્શ કીધો.
શેકી અંગો સકળ નિજનાં, ટાઢથી મુક્ત થાતાં,
" ખાવા આપો " હુકમ કરતો, પારધિ ક્રૂરતાથી;
" પુષ્પો, પત્રો, અમર ફળથી, પેટ મ્હારૂં ભરૂં છું;
" ત્હારી ક્ષુધા નિવારણ થવા, અગ્નિમાં કામ હોમું ! "

ઉપેન્દ્રવજ્રા.

પ્રદક્ષિણા અગ્નિ તણી કરીને, કપોત તે અગ્નિ મહિં પડે છે;
નિર્દોષ પંખી ! બળતું અરેરે ! આનંદથી પારધિ નીરખે છે !
ચક્ષુ ખૂલ્યાં, ભાન થયું, અરેરે ! હું માનવીને દુષ્કૃત્ય આ શાં !
ધિક્કાર નિજ વૃત્તિ તણો કરીને, સંતાપ પાપી ઉરમાં કરે છે.
અતીથિનું પૂજન પક્ષીઓએ, નિજ આહૂતિ આપી અને કરે છે,
નિસ્ઠૂરતા ! અગ્નિ મહિં બળીજા, હે ક્રૂર હૈયા ! ફૂળમાં બળીજા !
ત્યાગી દીધું ત્યાં તીર કામઠું ને, પાપી પ્રભુને સ્મરતોજ સ્નેહે,
છોડી દીધી પિંજરથી કપોતી, પતિ વિહોણી સતી તે થવાની !

## હરિગીત.

સંતપ્ત હૈડે પારધિ, આ દશ્ય નિહાળી રહ્યો,
" અતિથિ પૂજનથી, સ્વર્ગ છે " એ વાક્યને ગોખી રહ્યો;
નિજ પાપીની પૂર્ણાહૂતી, કરવા પછી નિશ્ચિત થયો,
આહાર છોડી, પાપ છોડી, વૃક્ષને છોડી ગયો.

*    *    *    *    *

દીઠું સરોવર એક ત્યાં, જળ પૂર્ણ પંખી ગણુ સહિત,
પણુ લેશ ચિત્ત ચળ્યું નહિ, નવ ક્રૂર વૃત્તિ ઉપજી;
ઉપવાસ કરતો ચાલતો, વન એક વિકટ આવિયું,
વાયુ તણા સુસવાટથી, ત્યાં જીવનનું અંતિમ થયું.
વૃક્ષો પરસ્પર આથડયાં, અગ્નિ તહિં ઉત્પન્ન થયો,
નિજ કાય બાળી, પાપ બાળી, સ્વર્ગ પંથે સંચર્યો.
પતિ મૃત્યુથી દુઃખી થઇ, હોલી પડી અગ્નિ મહિં,
નિજ નાથ સાથે સ્નેહભાવે, સ્વર્ગમાં પહોંચી ગઈ.
આ અતિથિના સત્કારનું, શુભ દશ્ય ઉરમાં ધારજો,
કરજો તમે સત્કારને, અરવિંદ જીવન ગાળજો.*

તા. ૧૭-૯-૨૩
આજોલ.

નારાયણ ઠાકર.



* આ કાવ્યનું વસ્તુ મહાભારતમાંથી લીધું છે.

# તત્વમસિ !

નથી બંધન, મોક્ષ કશું તુજને,
    નથી યોગ-વિયોગ જરા તુજને;
તુજમાં નથી તર્ક, વિતર્ક સખે,
    પ્રિય ! તત્વમસિ શુભ મંત્ર સખે !

## ઝૂકાવીદે.

---

મુસાફર ખલ્ક નિવાશી, જીવન ત્હારૂં ઝૂકાવીદે;
અનેરા સ્નેહના યજ્ઞે, જીવન ત્હારૂં ઝૂકાવીદે ! ૧
પ્રભુછે સ્નેહની મૂર્તિ, કરીદે પ્રેમની પુર્તિ;
પ્રભુના પ્રેમને માટે, જીવન ત્હારૂં ઝૂકાવીદે ! ૨
મળેલો મેળ પંખીનો, ઉડી કાલે જવાનું છે;
સફળ કરવા સફર ત્હારી, જીવન ત્હારૂં ઝુકાવીદે ! ૩
જીવનનો યજ્ઞ માંડીને, વિભુતિ ઇશની પુજી,
પ્રભુને પામવા માટે, જીવન ત્હારૂં ઝૂકાવીદે ! ૪
અરે જો જ્યોત જાગે છે, હૃદય તિમિર ભાગે છે;
કરીને નિજ આહુતિ, જીવન ત્હારૂં ઝુકાવીદે ! ૫
જીવન છે ખાક થાવાનું, જરૂર છે ભાઇ જાવાનું;
બિરાદર ! પ્રેમના પન્થે, જીવન ત્હારૂં ઝુકાવીદે ! ૬

---

પત્થરની પ્રતિમા મંદિર પુજાયજો, ને આ ભિક્ષુક રસ્તે ધ્રૂજતાં જાયજો;
માતા સાથે રમતું બાળક ખેલજો, એ સઘળાંમાં પ્રભુનાં દર્શન રહેલજો.
લીલું આ હરિયાળું ઘાસ જણાયજો; બેસી વૃક્ષે શું આ પક્ષી ગાયજો;
માંદાં પ્રાણી પાડે દીન પોકારજો, એ સઘળાંમાં પ્રભુનાં દર્શન થાયજો.
હા! આ શ્વાન ઘરેઘર ધોકા ખાયજો, ને આ સાધુ આસન પર પુજાયજો,
બોજ ઉપાડીને આ પશુઓ જાયજો, એ સઘળાંમાં પ્રભુનાં દર્શન થાયજો.
કાષ્ટ ઉપાડી આ કઠીઆરા ચાલતા, ને આ ધનિકો મોજશોખમાં મ્હાલતા;
ચુંટાયેલાં કુસુમ જતાં કરમાયજો, એ સઘળાંમાં પ્રભુનાં દર્શન થાયજો.
પહાડ તપે તડકે વારિ સુકાયજો, વાદળમાંથી વિજળી, વૃષ્ટિ થાયજો;
રંક, ધનિક, પ્રભુ શ્યામ શ્વેતમાં હોયજો, સહિષ્ણુતા રાખે દર્શન થાયજો.
પ્રભુને મળવા દિનનાં પૂજન થાયજો, દિનનો સેવક પ્રભુ દ્વારે પુજાયજો;
પ્રેમ પ્રભુનાં બાળક ઉપર ધારજો, નહિ તો પડશે પ્રભુને દ્વારે મારજો.



સુખ દુઃખ જરાય નથી તૂજને,
વળી શોક—અશોક નથી તુજને;
નથી પૂણ્ય તને, નથી પાપ સખે !
પ્રિય ! તત્વમસિ શુભ મંત્ર સખે ! ૨
શ્રુતિ એજ વદી રહી તત્વમસિ,
જડ, ચેતનમાં, પણ તત્વમસિ !
તું જ આતમ ખરો, પ્રભુ તુજ સખે !
પ્રિય તત્વમસિ શુભ મંત્ર સખે ! ૩

---

## " પ્રભુનાં દર્શન. "

## આનંદ.

### ( હરિગીત. )

મીઠું મીઠું કંઠ ગાન, પેલી કોકિલાએ આદર્યું;
કરલવ કરે જળસ્રોત, જો આનંદનું ઝરણું વહ્યું !
× + + + +
ઉંડા સમુદ્રો જળ ભર્યાં, મોજાં ઉછળતાં જોરમાં;
પંખી ઉડે આકાશમાં, આનંદ ત્યાં નજરે દીઠો !
+ + + + +
ઓલાવતી ફરકી રહી, જો વાદળી ધીમી ધીમી;
જો ! જો ! તડીત ચમકી રહી, આનંદના ટહુકા કરે !
+ + + + +
જો ! જો ! વિજયના નાદનો, ગગડાટ વાદળમાં થતો;
ટહુકા મયુરોના થતા, આનંદ ત્યાંથી આવતો !
× × × × ×
બુલબુલ ટહુકારા કરે, નિજ પાંખનો પંખો કરી;
જો ! જો ! ઉડે છે, વ્યોમમાં, આનંદનો પડઘો કરી !
× × × × ×
જો રંગ ક્ષિતિજે પૂર્યા, સવિતા તણી પધરામણી;
એ રંગના આનંદના, જય ગીત પંખી ગાય છે !
+ + + + ×
જો ચંદ્રમા ખીલી રહ્યો, તારા નમન તેને કરે;
આ પ્રકૃતિના પંથમાં, આનંદનું અમૃત ઝરે !

# પ્રિય સખિનેઃ–

( ત્રોટક. )

ઉર આશ રહી, અભિલાષ કંઇ,
ફૂલ પાંદડી આ, હજુ ના વીકસી;
કરમાય સખે ! જીવ જાય સખે !
થઇ ના તુજ સોબત પૂર્ણ સખે ! ૧
કુમળી તુજ દેહ કઠોર થશે !
કુમળા દીલને ખુબ ઘા પડશે !
મધુરા ગીતમાં બસ ભંગ થશે ।
તુજ જીવનવેલ સુકાઇ જશે ! ૨
નથી જોગ ધર્યો, વનમાં ન ગયો,
કટૂતા કદીએ, નવ આચરતો;
ભરતી સમયે, સખી ઓટ થતી,
કિરતાર તણી, અઘટિત કૃતિ ! ૩
દુઃખ પ્હાડ પડે, તુજ શિર પરે,
સહજે બની મૂક, સહાય સખે !
નથી અન્ય ઉપાય, જરાય સખે !
સુજ જીવન જો, કરમાય સખે ! ૪
ગમ હોત સખે ! વિખૂટાં પડવું,
નવ પ્રેમ કરી, પ્રણયે મળવું;
દુઃખ છેક વિયોગ ઉપાય નથી,
મળીશું ફરી કેમ હવેથી સખી ! ૫

પ્રભુ ધામ મહિં, તુજ નામ લઇ,
હરનીશ ફરૂં, ઉન્માદી થઇ,
પણ દૂર પડયાં, ઉર ઉર સખે !
કયમ સાથ ફરી, મળશે સુભગે ! ૬

રડવું, રડવું, હરનિશ રહું,
હરનિશ રડે, ન ઉપાય સખે !
અધૂરા તુજ, લ્હાવ રહેલ સખે !
કયમ પૂર્ણ થશે, જગ શુન્ય સખે ! ૭

તુજ કોઇ નથી, મુજ કોઇ નથી,
ફરીને મળવું, સખી રહેલ નથી !
ધરજે ધીર ના, રડજે ન સખે !
જગ સાથ બધા, પલટાય સખે ! ૮



( ૬૮ )

# ઉન્માદ મેં ધાર્યો સખે !

( હરિગીત. )

મસ્તી ચઢી છે ઇશ્કની, બસ ઇશ્ક ઇશ્ક પુકારવું;
ઘેલો સનમના નાદમાં, ઉન્માદ મેં ધાર્યો સખે !
પીધો શરાબી જામ મેં, પાયો સનમને પ્રેમથી;
ના ચશ્મ આ કબજે રહી, ઉન્માદ મેં ધાર્યો સખે !
સાધી સમાધિ, એ ભલે, આલમ ખુદાઈની ગણે;
જઈ પ્હાડ પર ટહુકો કરૂં, ઉન્માદ મેં ધાર્યો સખે !
અરવિન્દ છે મ્હારૂં સનમ, ને હું અલિ તેનો થયો;
મ્હારી સનમના ગાનમાં, ઉન્માદ મેં ધાર્યો સખે !
પ્યાલી શરાબીની પીધી, મ્હારી ખરાબી મેં કીધી;
વ્હાલી ખરાબી છે મને, ઉન્માદ મેં ધાર્યો સખે !
પરવા નથી આલમ બધી, પલટાય તેની તો મને;
મ્હારી સનમનાં ગાન છે, ઉન્માદ મેં ધાર્યો સખે !
સાકી ભરી દે તું હવે, પ્યાલી શરાબીની લઈ;
પીવી શરાબી છે મને, ઉન્માદ મેં ધાર્યો સખે !
જોને સનમ ફૂલ પાંખડી, સૌરભ ભરી ખીલી સખે !
આનંદ છે ! આનંદ છે ! ઉન્માદ મેં ધાર્યો સખે !

( ૬૯ )

## બસ એજ ચહું !

( તોટક. )

બસ મોજ મઝા, ઘરદીલ નથી,
ધનમાલ નથી, અધિકાર નથી;
પ્રિય વસ્તુ નથી, જન આસ નથી,
દીલ મોહ નથી, દીલ શોક નથી.

જીવવું નથી, માગી મધુકરી ને,
વસવું નથી, જંગલમાં જઇને;
કંઇ આશ નથી, અભિલાશ નથી,
વળી રાગ, વિરાગ, વિચાર નથી.

તું જ જ્યોત ચહું, હરનીશ પ્રભુ !
તુજ ગાન કરું, હરનીશ પ્રભુ !
પ્રભુમાં રમવું ! પ્રભુરૂપ થવું !
પ્રભુ સેવક હું ! બસ એજ ચહું !

.સ પૂર્ણિમા, સં. ૧૯૮૧.
આજોલ.

નારાયણ ઠાકર.



# થીઑસૉફીકલ સોસાઇટી.

આ સંસ્થા ઇ. સ. ૧૮૭૫ ના નવેમ્બરની તા ૧૭ મીએ સ્થપાઇ છે. તેનું મુખ્ય મથક અદ્યાર-મદ્રાસમાં છે. હિંદ વિભાગનું મુખ્ય મથક કાશીમાં છે. જુદા જુદા ૩૭ સુધરેલા દેશોમાં તેની શાખાઓ અત્યારે પ્રસરેલી છે સઘળા ધર્મનાં સ્ત્રીપુરુષો પોતાનો ધર્મ છોડયા સિવાય તેના સભાસદ થઇ શકે છે. તેનો મુખ્યમંત્ર ભ્રાતૃભાવ છે અને **સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ** । એ તેનો મુદ્રાલેખ છે. તેના મુખ્ય ત્રણ ઉદ્દેશો છેઃ—

(૧) કોમ, ધર્મ, લિંગ, વર્ણ અને રંગનો ભેદ રાખ્યા સિવાય મનુષ્ય જાતિના વિશ્વબંધુત્વનું એક કેંદ્ર સ્થાપવું.

(૨) સરખામણીની દૃષ્ટિથી ધર્મ, તત્ત્વવિદ્યા અને વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરવો.

(૩) કુદરતના નહિ સમજાયેલા નિયમોની શોધ કરવી અને મનુષ્યમાં ગુપ્ત રહેલી અધ્યાત્મશક્તિઓને ખીલવવી.

આમાંથી પહેલો ઉદ્દેશ સૌને ફરજીયાત છે. બીજા બે મરજીયાત છે. આ સંસ્થાના અત્યારના પ્રમુખ ડો. એનીબેસન્ટ છે.

સઘળો પત્રવ્યવહાર નીચલે શીરનામે કરવો.

રા. રા. પ્રાણજીવન ઓધવજી ઠક્કર.
પાનવાડી રોડ, ભાવનગર.

## તારકસંઘ.

સને ૧૯૧૧ ના જાન્યુઆરી માસની ૧૧ મી તારીખે કાશી-ક્ષેત્રમાં (બનારસમાં), જગતને સહાય કરવા માટે એક મહાન્ અધ્યાત્મિક વ્યક્તિ થોડા સમયમાં પધારશે એવી માન્યતા ધરાવનારાઓને સંયુક્ત કરવાને આ તારકસંઘની સ્થાપના કરવામાં આવી છે. દુનિયા પરના ઘણા દેશોમાંના જુદા જુદા સ્ત્રી પુરુષો આ મંડળમાં જોડાયા છે. આ બધાઓની સામાન્ય સંયુક્ત માન્યતા એવી છે કે કોઇ મહાન્ આધ્યાત્મિક નેતા અને ગુરૂ થોડા વખતમાં પધારશે અને દુનિયાને જે પ્રકાશની જરૂર છે તે પ્રકાશ આપશે, પુનર્ઘટના કરશે અને નવા યુગનો સંદેશ આપશે.

વધુ હકીકત જાણવા ઇચ્છનારે નીચલે શીરનામે પુછવું.

પત્રના જવાબ માટે આનાની ટીકીટ બીડવી.

**રા. રા. હરિલાલ લલુભાઇ ઠક્કર.**
મંત્રી તારક સંઘ, હીરા શેરી. **ભાવનગર.**



